મારી સદ્દગત પુત્રી

# તે મી ના નાં

પવિત્ર સ્મરણને અર્પણ

જન્મ: તા. ૯ : ૧૧ ૧૯૦૧ ]==[ અવસાન તા. ૧૭ . ૭ : ૧૯૨૯



૧

અમૃતમય આ મંગલ! તારકન તેમીના!
તારકા તુજ મુજ આંખડી!
મુજ જીવનક્ષિતિજથી તું જતા શી પડી
જવનિકા હૃદય સર્વત્ર ઘેરી!
તદપિ તું તેમની તેમ રહી તારા!
સ્થૂળમાંથી સરી સૂક્ષ્મમાંહીં
તુજ નયન રશ્મિઓ એ પ્રયાણે લીધી
તુજ અમર દૃષ્ટિ પણ તેજ ત્યાંહીં!

જન્મ ને મૃત્યુ છે ઉભય સુન્દર જગે,
હો ભલે ઉભયના પથ ન્યારા!
પણ ખરે મૃત્યુ એ અધિક સુન્દર દિસે
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણક્યારા
પૂર્ણ સૌંદર્યમાં તું મરી ગઈ, સુતા!
ત્યાં શી ગોકુળની જગાડું?
અન્ય આનન્દશબ્દો સર્યા તુજ મુખે
ત્યાં કશા અવર ધ્વનિ આજ પાડું?

૨

સાત ને વીશ નક્ષત્ર વર્ષોતણી
    તુજ જીવનચંદ્રની ફેરી પૂરી :
શુદ્ધ કૌમાર્ય તેં સફળ કીધું, સુતા !—
    રહી અમારીજ સેવા અધૂરી !
વૃદ્ધ માતાપિતા અધ ઉરવ્યોમમાં
    અન્ય તારક છતાં તિમિર ભાળે;
તોય નિજ હૃદયના હૃદયમાં જ્યોતિ તુજ
    નવ થશે લુપ્ત ત્યાં કોઈ કાળે !

આજ આકાશનાં પડળ ઉઘડી ગયાં,
    જ્યોતિની રેલ રેલાય સઘળે;
આત્મ મુજ નાહ્ય તુજ અસ્તના રંગમાં,
    અમૃતનાં બિંદુ વેરાય ઢગલે !
તુંજ કવિતા હતી રક મુજ જીવનની,
    દર્શનિકા હતી તુંજ મારી :
વિશ્વચૈતન્યમાં ધન્ય વસજે, સુતા !
    તુજ સ્મરણમાધુરી આ સ્વીકારી !



# નિવેદન

કવિતા એ જીવનની સમાલોચના છે, એ મેથ્યુ આર્નોલ્ડનું જાણીતું મહામંત્ર આ "દર્શનિકા"ના વિસ્તૃત કાવ્યમાં મૂર્તરૂપે દેખા દે છે, અને ગુજરાતના ચરણમાં એ કાવ્ય મારા જીવનની અર્ધી સદી પૂરી થતાં હું સહર્ષ મૂકીને કૃતકૃત્ય થાઉં છું. ઋષિ હો, પયગમ્બર હો, કે કવિ હો, સૌ પોતપોતાની અંતર્જ્યોતિના પ્રમાણમાં માનવજીવન અને વિશ્વ સંબંધના અનેક ગૂઢ કોયડાઓ ઉકેલવાનો પ્રયત્ન કરતા જ રહ્યા છે, કારણ કે આ દેખીતા વિશ્વના પોલાણ ને અંધારમાં નિત્યગતિમાન ચૈતન્ય પોતાના કિરણ પ્રસારતું જ રહ્યું છે. હું ગૂઢ છું તે પ્રત્યક્ષ થાઉં, એ ચૈતન્યની એક જ મહેચ્છા છે, અને એ પ્રત્યક્ષ થાય છે ત્યાં જ તે ચૈતન્યની સિદ્ધિ છે. વિશ્વચૈતન્ય પ્રભુ પણ મહાવિશ્વરૂપે પ્રત્યક્ષ થયો છે, એ જ એના અસ્તિત્વની સિદ્ધિ છે. જગતને પ્રભુના અસ્તિત્વને માટે બીજા પુરાવાની જરૂર નથી.

કવિતાની સાથે તત્ત્વદર્શન એ મૂળથી જ મારો પ્રિય વિષય છે, અને મારી બાળ વયની નાની ઉંમરમાં જ એક નરસંગી સિદ્ધ યોગીનો મને સંપર્ક થયો હતો, જેની કૃપાથી મનુષ્ય અને પ્રભુના મહાસંબંધના કેટલાક ગૂઢ પ્રશ્નો ભણી મારા હૃદયનું આકર્ષણ થયું હતું, અને તેની જ કૃપાથી યોગસિદ્ધિના મર્મ પણ હું મેળવી શક્યો હતો. મારી શરૂની કવિતામાં તત્ત્વદર્શનનાં એવાં અનેક સૂત્રો મૂળથી જ પરોવેલાં છે, એ બીજને મેં જીવનભર જગતના મહાન તત્ત્વજ્ઞાનીઓનાં પુસ્તકોના વાચન અને મનનથી સતત સિંચન અને પોષણ આપ્યું છે, અને આજે તે મારા હૃદયમાં સુંદર ફળરૂપે ફાલ્યું અને ફળ્યું છે. કવિતા અને તત્ત્વદર્શનનો મહાયોગ વિરલ છે છતાં સ્વાભાવિક છે, સૌ મોટા કવિઓમાં

પુત્રીના દૃશ્ય કે અદૃશ્ય રૂપમાં પણ તેવો જ અખંડપણે વહેતો રહ્યો છે. તો પછી આ ખાનગી ખોટને હું કવિ હોવાથી શું જાહેર રૂપ આપું? એમાં તો મારા સ્નેહને નાનમ જ લાગે. એવો પ્રસંગ તો વિશ્વવદનનો સૌંદર્યપ્રસંગ જ કહેવાય. તીવ્રમાં તીવ્ર શારીરિક અને માનસિક વેદનાએ મારા હૃદયને વિશ્વચૈતન્યમાં અને સ્નેહના વિશ્વધર્મમાં શાંતિ અને સ્થિરતા અનુભવતું કીધું હતું, એટલે છવનભરના મારા અનુભવોનો પાક ઉતારવો, એજ મારે માટે ઇષ્ટ માર્ગ હતો. એ વિચારોમાં 'દર્શનિકા' કાવ્યનો ઉદ્‌ભવ થયો. એ કાવ્યની બીજરૂપ એક કડી કોઈ ધન્ય પળે ઘણાં વર્ષો પર લખાઈ હતી, તે મારી નોંધપોથીમાં પડેલી એકાએક મારી નજરે પડી. તે કડી આ પુસ્તકના ૧૧૧મા મુક્તકમાં સમાયલી આ રહી:

"દુઃખને દુઃખ જે જોય આ જગતમાં,
તે ન જાણે અહીં સુખ કદાપી;
દુઃખ માટેજ જો હોત દુનિયા કીધી,
તો કદી નરક ના જોત પાપી;

સુખ વિના પાપ નહીં, દુઃખ વિણ પુણ્ય નહીં,
વિશ્વનુ એજ ઊંડું ઉખાણું:
દિવસ વિણ તાપના તીવ્ર વ્યાપાર ક્યાં,
રાત્રિ વિણ ભવ્ય કયમ વિશ્વ માણું?"

આ કાવ્ય તા. ૧૫મી ડીસેમ્બર ૧૯૨૯ને રોજ લખવાનુ શરૂ કીધું, અને તા. ૩૧મી માર્ચ ૧૯૩૦ને દિને પૂર્ણ થયું, એટલે સાડાત્રણ માસની ટુંકી મુદ્દતમાં આ છ હજાર લીંટીનો પ્રવાહ અખંડપણે વહ્યો અને ભવ્યરૂપ પામ્યો. એ અરસામા ધંધાનો વ્યવસાય, માંદગી વગેરે અનેક ઉપાધિઓ તો ચાલુ જ હતી, પણ મોટે ભાગે રાત્રિની શાંતિમાં એ કાવ્ય લખાઇને પૂરૂં થયુ. મારી સદ્‌ગત પુત્રીની પ્રશસ્તિરૂપે પણ આ કાવ્ય તો

મારે મન સમગ્રસ્વરૂપ જ છે. સર્વના કલ્યાણમાં વ્યક્તિનું કલ્યાણ પણ સમાઈ જાય છે.

આ વિસ્તૃત કાવ્યની રચના નવ ખંડમાં વહેંચી દેવામાં આવી છે, અને 'કલિકા'માં જેમ છૂટક મુક્તક છે, તેમ આમાં પણ ઝૂલણાછંદની બે કડીનું મુક્તકયુગ્મ રાખવામાં આવ્યું છે. દરેક મુક્તકયુગ્મ સ્વયંપૂર્ણ છે, અને સ્વતંત્ર એકમ તરીકે તેને આગળ પાછળના સંબંધની ખાસ આવશ્યકતા નથી, તેમ છતાં વિચારપ્રવાહમાં તો દરેક મુક્તકયુગ્મ આખા ખંડનું સુશ્લિષ્ટ અંગ થઈને રહે છે. આ રચનાકળાથી કાવ્ય દીર્ઘ બનીને કંટાળો આપતું નથી અને રસ અખંડ રહે છે. પ્રત્યેક મુક્તકયુગ્મ એક એક મોતી જેવું છે. લાંબાં વર્ણનકાવ્યો, કે તત્ત્વદર્શનયુક્ત વિચારપ્રધાન વિસ્તૃત કાવ્યો માટે આ વિધિ વાચકને કાવ્યનો રસ અખંડ જાળવવા માટે સહાયરૂપ થઈ પડે છે, એવી મારી શ્રદ્ધા છે. દુનિયાનાં બધાં મોટાં કાવ્યો બહુધા એક જ છંદમાં રચાયાં છે, અને તેમાં જ કવિની કળાની ખરી પરખ અને સિદ્ધિના દર્શન થઈ શકે છે.

માનવજાતિ હજારો વરસથી પોતાના જ્ઞાનભંડારમાં ઉમેરો કરતી રહી છે, અને ધર્મના આધ્યાત્મિક તત્ત્વો સાથે વિજ્ઞાને પણ માનવજ્ઞાનને વધારવા ને દૃઢ અને સિદ્ધ પાયા પર મૂકવા કંઈ ઓછો ફાળો આપ્યો નથી. વિજ્ઞાનને હું તત્ત્વજ્ઞાનથી વિરુદ્ધ હોવાનું માનતો નથી. પ્રકૃતિ જો પુરુષનું અધીન છે, તેના સંચલનના નિયમનું જ્ઞાન પુરુષને સમજવા માટે તત્ત્વજ્ઞાન જેટલું જ અગત્યનું છે. આ કાવ્યમાં મેં ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે. આજકાલ પ્રચલિત લોકોના ધર્મને જુદા ગણવા એ અજ્ઞાનતા જ છે, કારણ કે આ બધા ધર્મો એક જ સત્યધર્મની જુદી જુદી શાખા જેવા છે. વિશ્વ અને વિશ્વનિયમનનું સત્ય જ્ઞાન જેને થયું છે, તે એ બધી જુદી જુદી પ્રત્યક્ષ ધર્મપ્રણાલિકાઓથી પર છે. તેને મન તો વિશ્વનો એક જ ધર્મ સત્ય છે, અને તે સૌનો વિશ્વધર્મ છે,

માનવબંધુતાનો મહાધર્મ છે. એ સ્નેહધર્મ હજી તો એક ભાવના જ છે, પણ વિશ્વમાં માનવસમાજને અનેક મંડળોમાં ગ્રથિત કરવાના જે પ્રયાસો ઠેરઠેર થયા છે ને થાય છે, તે એ મહાવૃક્ષની શાખા જેવા જ છે. માનવ-જીવન હાલ છે તે કરતાં જ્ઞાનમાં બધી બાજુથી આગળ વધશે તેમ એ સ્નેહના વિશ્વધર્મ બાગી વધુ ખેંચાતું જશે. એ ભાવના એક દિન, હજારો લાખો વર્ષો પછી પણ, સિદ્ધ થશે, એ કવિઓ ને પયગંબરોની કલ્પના અને આશા છે, અને એ આશા જે ચૈતન્યથી ઉદ્દભવાઈ છે, તે ચૈતન્યજ તેને પોષીને સિદ્ધ કરશે એવી શ્રદ્ધા વધારે પડતી નથી.

માનવજીવન અને વિશ્વસંબંધ માટે આજસુધીમાં એટલું લખાયું છે કે આ કાવ્યમાં કોઇને કશું નવું નહીં પણ લાગે એ સ્વાભાવિક છે. એકમ પર એકમ ઉમેરાઈ આંકડાઓ વધતા જાય છે, તેમ માનવનું જ્ઞાન પણ વધે છે. 'મારવો તો હાથી ને લૂટવો તો ભડાર,' એ કહેવત પ્રમાણે મારી કાવ્યપ્રેરણાએ આ મોટા કાવ્યમાં માનવજ્ઞાનના સચિત ભંડારમાંથી લૂટ ચલાવેલી દેખાશે. એ લૂટ પણ બાદશાહી લૂટ છે. સર્જક સદા લૂંટતો આવ્યો છે, પણ તે પાછું નવસ્વરૂપે બક્ષવાને માટે. વિશ્વનિયંતા કહો, કે કાળભગવાન કહો, એ જગતને એક બાજુથી લૂટી બીજી બાજુથી સમૃદ્ધ કરે છે. તમામ જીવનનુ પુનરુત્થાન એમ જ થાય છે, અને સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવી જ જૂની સૃષ્ટિની લૂંટમાંથી બધાય છે. સર્જકની કળા તેને પાછી નવી જીવત સૃષ્ટિની વ્યવસ્થામાં આવિર્ભૂત કરવામાં છે.

અને હૃદયના આઘાતમાંથી ઉદ્દભવેલુ આ વિસ્તૃત કાવ્ય છપાઇને પ્રકટ થતી વેળા પણ હુ મારા જીવનની તીવ્રમાં તીવ્ર વેદનામાંથી પસાર થાઉં છું, અને આ પ્રસ્તાવના એવી મહાવેદનાના અનેક ઉથલાઓ વચ્ચે મળેલી બે શાંત ઘડીઓમાં લખાઈ છે, એ પણ પરમાત્માની કોઈ અદ્-ભૂત વિભૂતિનું જ તત્ત્વદર્શન કરાવે છે. આ લખતી વેળા હુ મહાવ્યથા

અનુભવી રહ્યો છું, અને આ કાવ્ય તેના પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ થયલું આ સ્થૂલ આંખે હું જોઈ શકીશ કે નહીં, તે ભાવિનું નિર્માણ છે, પણ આ મારી કૃતિ છેલ્લી જ હોય તોપણ તેને મારી પ્રિય ગુર્જરદેવીના ચરણમાં મૂકતાં મને આનંદ થાય છે. ગુર્જરીની સેવા જન્મભર મેં યથાશક્તિ કીધી છે, અને મારો છેલ્લો શ્વાસ જતાં પણ તેના જ ચરણમાં મારું જીવનભરનું તત્ત્વદર્શન મૂકી જાઉં, એથી વધુ અભિલાષસિદ્ધિ મારા આત્માને બીજી શી હોય? રાજ્યકારણમાં ગુજરાત આજે જગતભરમાં મોખરે છે, તેમ કાવ્યસાહિત્યમાં પણ તે જલદી મોખરે આવો, એજ મારી અભિલાષા ને આશિષ છે. અસ્તુ!

મદ્રાસ,
તા. ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૩૧

અરદેશર ફરામજી ખબરદાર



# અનુક્રમણિકા

( ઝૂલણા છંદ )

આજ આકાશમા કનક કેથે બળે,
પ્રકૃતિ તે ઝીલના મર્મ ઊકે,
જઈ પડ્યુ શ્યામનુ પિચ્છ પાતાળમા,
તિમિરભર યામિની જાય પૂરે,
ઝળહળે જ્યોત જ્યા ધવલ કલ્પાવમા,
ગગનમા અગન ત્યા કેમ દેખુ ?
ભીંજતી આંખડી ખીલતી પાંખડી,
ગગનદિનમા કશો ભેદ લેખુ ?

કોટિ બ્રહ્માંડના કોટિ રૂપો નવા,
ચક્રમા ચક્ર ચિરકાળ ફરતા,
રાત હો, દિવસ હો, તેજ અંધાર હો,
નયન સમદૃષ્ટિમા એક મગ્ના,
સુખ ના માણ્યુ કદી, દુખ ન જાણ્યુ કદી,
માત્ર સાક્ષી બની સર્વ ભાળે,
તે મહાત્માતણે ચરણ મુજ શીશ હો !
શરણ સુખદુખનો ભેદ ટાળે





૨

જીંદગી મૃત્યુ શું, સુખ અને દુઃખ શું,
પાપ ને પુણ્ય શું પૃથ્વીમાંહી ?
જે હૃદયમાં પડ્યો તીવ્ર ઘા ચીરતો,
તે હૃદયને મળે શાંતિ ક્યાંહી ?
જીવવું, ઝગડવું, લડવું અન્યાય શું,
હસવું થોડું અને રોવું ઝાઝું :
ઉકળતા ઉષ્ણ લાવા સમી જીંદગી
દાઝની દઝવતી જોઈ દાઝું.

નહીં મળે જગતમાં જીવનસ્થિરતા કદી,
નહીં જડે શાંતિ પણ કોઈ ઠામે;
પલકભર પલકતું સુખ ઉગ્યા જેવું, ત્યાં
ઘડી પછી દુઃખનો તાપ જામે;
જીવન જેવું ખરૂં જગત પણ આ દિસે,
કેમ માયા કહી વ્યર્થ કહેવું ?
જાય વ્હાલાં જીવનથી સદાનાં છુટી,
કેમ એ ગહનતમ દુઃખ સહેવું ?

૩

દિન ઉગી જાય છે નિત્ય અસ્તાચલે,
રાત પણ જાય સૌંદર્ય વેરી;
પુષ્પ પણ ખીલી સૂકાઈ આખર ખરે,
મેઘ વિખરાય આકાશ ઘેરી;
ઇંદ્રધનુ પણ પળે પોપટી શું ઉડે,
વીજ પણ ઝબકીને પાખ ઢાળે;
માનવી જન્મીને મૃત્યુખોળે સૂએ :
નવ દિસે સ્થિર કશું જગતથાળે !

માનવીજીવન પણ સતત વ્હેતું રહે,
જીવનના ભાવ સૌ જાય વ્હેતા;
આશ ઉલ્લાસ છે સ્વપ્નછાયા સમા,
પ્રેમ ને વિજય ઘડીવાર રહેતા,
સૌ જતું ને થતું જ્યાં હતું નવ હતું,
ત્યાં હશે મૃત્યુ પણ જીવન જેવું,
વિશ્વનું ચક્ર ફરતું વિવર્તરૂપમાં
નવ ડુબાડતું જાય કેવું !

૪

આજ અહીં આવતા સ્વપ્ન આનન્દનાં
હૃદયને મોદ સર્વત્ર લાગે;
આજ આકાશ અહીં ઉઘડતાં હાસ્યભર
પૃથ્વીમાં હાસ્ય સર્વત્ર જાગે;
કાલ અહીં શોકનાં ચિત્ર કંઈ ચીતરી
આંસુના નયન ઉડશે ફુવારા;
કાલ સંધ્યા અહીં શ્યામઘેરી સરી
મ્લાન કરશે જગતના ઉતારા.

જગતને ચોપડે એક દિન એહવા,
એક દિન તેહવા, એમ ખુલતો,
પૃષ્ઠ નહીં કોઈ સરખાં કદી ઉઘડતાં,
વાંચનારેય કંઈ વાંચી ભૂલતો;
કેમ નહીં દિવસ સરખા બધા એ હને!
તેજ છે પૃથ્વી ને તેજ ભાનુ;
આ બધી વિકૃતિને ચોપડે પણ પડી
કોણ જાણે ખુલે કેવું પાનું!

૫

આ સકળ વિફળના, અકળ પરિવર્તનો,
 અંત આ જીવનની સૌ ક્રિયાનો,
આ પ્રયત્નો અફળ હૃદયદૌર્બલ્યના,
 આ વૃથા જીવનનાં સુખવિધાનો :
જોઈ જોઈ બધું આંખ મુજ આ રડે,
 થાય સતત અંતર ઉદાસી;
જગતમાં જીવન આ છે કશા કારણે,
 કે જીવનની થતી જોઉં હાંસી ?

આ બધાં હૃદયનાં રુધિરમય રુદન ને
 હાય અફસોસ શું ન્હોય સાચાં ?
આ બધા દુઃખ દેખાય તે શું ખરાં ?
 શું હશે સુખ સદા અલ્પ, આછાં ?
માનવીજીવનને શું ન ઠરવું હશે ?
 જીવન શું અગ્નિમાં નિત્ય બળશે ?
આ બધા પ્રશ્ન પણ શું ઊડી શમી જશે ?
 મુઠ્ઠીમાંની મના કોણ કળશે ?

૬

સૃષ્ટિ ને પૃથ્વી ને કાળનાં ચક્ર શું
જીવનનું ચક્ર પણ એમ દેખું,
ગત કરતા ગયા છે જ એ ચક્ર પર,
તો પછી કોણ ચિરજીવન લેખું?
દેહ ને સ્નેહના બંધનો જે રહ્યા,
તેહ પણ સર્વ એમાં જ બેઠા,
ચક્ર સાથે જતું કોઈ અટકે નહીં,
ચક્રથી જઈ શકે કો ન છેટા.

સર્વને સાથ લઈ ચક્ર આ ચાલતું,
જીવનનો છે મળ્યો જેમ મેળો:
કોઈ ઉપર ચડે, કોઈ ઊતરે નીચે,
કોઈ મોડો પડે, કોઈ વ્હેલો,
ચક્રથી દૂર કદીએ જતું તો નથી,
દૃષ્ટિમર્યાદને દૂર લાગે,
તો પછી દૃષ્ટિથી દૂર સ્નેહી જતાં
કેમ આ જીવનનું ચક્ર ભાંગે!

૭

જીવનના ચક્રથી નથી કશું યે ગયું,
તો પછી આંસુ ને શોક શાનાં?
નથી ગયાં કોઈ વ્હાલાં અને સ્નેહીઓ,
છે પ્રવાસી અવર કો ઉષાનાં;
જીવનની એક પગથી ચડી પૂરી આ
અન્ય પગથી ઉપર છે ગયાં એ:
સ્થૂળ આ દૃષ્ટિ જો સૂક્ષ્મમાં નવ ખુલે,
કેમ કહેવાય અહીં નહીં રહ્યા એ?

જીવન સતત છે નિત્ય સંતાપમાં
વેદના વાસનાથી ભરેલું,
તે થકી છૂટી વ્હાલાં અને સ્નેહીઓ
જે ગયા તે ભલું છે નિમેલું,
એક મધુરું વસે સ્મરણ જો અંતરે,
તેજ ત્યાં તેનું અસ્તિત્વ રાખે:
છે ઉષાનું સ્મરણ પૃથ્વીના હૃદયમાં,
તેજ દિવ્યજ્યોતિને રોજ દાખે!

૮

ક્યાંથી ? શા કાજ ? ક્યારે ? અને કેમ ? ક્યાં ?
　　એ બધા પ્રશ્નનાં ભૂત ઊઠે ;
માનવી હૃદય મુંઝવાઈ મુંઝાય બહુ,
　　જોય આગળ અને જોય પૂંઠે :
માટી સાથે મળી માટી ત્યાં માટીનું
　　જીવતું પૂતળું નવલ બનતું ;
જીવનના રાક્ષસી પરપ પંથ વિષે
　　જાય પીલાતું નિજ દિવસ ગણતું.

જગતમાં જીવનની ઓટ ભરતી થતી,
　　અહીં ખરે જીવન તો ત્યાં ઊગે કે ;
એનું એ ચક્ર રહે ચાલવાનું સદા,
　　એની એ તાલનો એ જ ઠેકો ;
પ્રશ્ન સૌ પ્રશ્ન રૂપે જ રહે અંતમાં,
　　નહીં મળે કોઈ નહીં ખુલાસો :
તોય આ જીવન અહીંય છે નાચતી !
　　વિશ્વરમતે પડ્યો એક પાસો !

૯

જીવન આ તો બધું છે ઘડીવારનું,
જરીક ખીલી જવું છે સુકાઈ:
પત્ર ને પુષ્પ મધુઋતુતણાં જેમ સૌ
ઉગી ઝળી હમી ખરે ધડી છવાઈ;
પલકભર બાળનું હાસ્ય મુખપર સરે,
પલકભર ઇંદ્રિધનુ મોહ વ્યોમે;
જીવન આ ક્ષણિક ઝાકળતણું બિંદુ છે,
ઘડીક પલકી ઉડી જાય ધોમે.

વાદળાં આવીને જાય આકાશમાં,
છાય સરિતા ઉપર જાય ગંગી;
સિંધુનાં જેમ મોજાં ઊંચી ઉછળીને
જાય ભાગી બની નીર ભંગી;
ખરી જતા પિચ્છ મધ્યા ઉપાનાં નભે,
તૂટતી વીજળી પાંખ પલકી
પક્ષીનાં વૃંદ શું, યૌવનાનંદ શું,
જીવન આવી ઉડી જાય ઝલકી!

સૃષ્ટિની અસ્થિરતા

૧૦

રંગબેરંગી ઝુંડનાં પતંગો ફરે,
ફૂલ શું ફૂલ જેવાં વિરામે;
ફૂલ આજે ખીલી કાલ સૂકાં ખરે,
ને મરે ત્યાં પતંગોય પામે;
રંગ ને ઢંગ આ જગત ને જીવનના
માનવી રોજ એ જોય પોતે;
તોય આ બાઝી શું બાઝી લડના રહે,
ને પડે વાર મોતે કમોતે.

આવું સૌન્દર્ય છે અજબ પૃથ્વીતણું,
લલિત લીલા બધે આંખ ઠારે;
તોય ફરરે ગ્હેરા અગ્નિ ધુંધવાઈ ત્યાં
પર્વતે ફાટતો ભય ફૂંફાડે;
અગ્નિની ખાણ પર માનવી એમનો,
ફૂટી કે ફૂટશે કંઈ ન જાણે;
પણ ઘડીભર પરસ્પર ન અંતર વદે,
અગ્નિનાં અવખ તો તેજસ્થાને!

## ૧૨

શું હશે અચળ કંઈ ચલિત આ જગતમાં,
જ્યાં બધું આવીને જાય પાછું?
અચળ આકાશ પણ કદી ન સરખું દિસે,
ઘડીક ઘેરું અને ઘડીક આછું;
પળપળે પડી ઢંકાય જ્યાં પોપચાં,
ત્યાં રહે અચળ શું દૃષ્ટિ સામે?
ઘડીઘડી દૃશ્ય બદલાય આ જગતનું,
ને હૃદય કો નહીં શાંતિ પામે.

'મારી' કહીને ધરે પુષ્પની માળ તે
પલકમાં સર્પનું રૂપ લેતી;
શુદ્ધ કંચનથકી મોંઘી આ કાય પણ
પલકમાં થઈ જતી શુષ્ક રેતી;
નાનું કે મોટું હો, નવીન કે જૂનું હો,
હો ઘડી માત્ર વળગેલું તે;
વિશ્વના આ પ્રવાહે કશું નવ રહે,
સર્વનું ભોજ્ય છે કાળનું એ!

૧૩

માનવી સર્વ છે કર્મનાં પૂતળાં,
    શક્તિ કે રૂપનો ગર્વ કેવો?
રેંટના ચક્ર પર માખ બેસી ફરે,
    હજ એ ફેરવું ભાન એવો;
આપણી વૃત્તિ કહેવાય શું આપણી?
    આપણાં શું હલન ચલન? જે
કે છૂપો અણદીઠો હાથ હડસેલતો
    પળપળે વિશ્વરમતે ધરે જે?

વર્ષ કોડો વહ્યા રમત એ ચાલતી,
    એક આવે અને જાય બીજો,
પૂર્વમાંથી ઉગી પશ્ચિમે ડૂબતું
    આજ ત્રીજો અને કાલ બીજો,
વર્ષ કોડો વહ્યા ઘાટ કંઈ કંઈ થયા,
    માનવી આખરે શો વધાર્યો?
દેવના દેશ તો હજી દિગંતે ગયા,
    માટીજણ્યો રહ્યો માટીઆળો!

૧૫

જેમ વંટોળિયે ધૂળ ચગડાય ને
ચક્રમા ઘૂમતી જાય આગે,
તેમ આ જીવનના પણ મહાવાતમાં
માનવી તણખલું ઉડતું લાગે;
એકડો ભય વિષેથી જતું એહને,
એકડો ગ્રીષ્મ ને આંસુ પાડી;
કામ ને ક્રોધ ને લોભ ને ભૂખમા
એકડો વાગ નિજ તન પછાડી.

યત્ન કરવા તણા નહીં કશા ફાવતા,
પળપળે કંઈ અકસ્માત નડતા;
એ ગયું, એ વળ્યું, એ છુટાયું તહીં,
પળપળે એમ પોકાર પડતા,
તેમ, ક્યારે અને ક્યા જઈ આખરે
તણખલું એ નિરાધાર ઠરશે?
કોટ કંઈ છે ગયા તેમ એ પણ જશે,
ને અજાર કાળકોઠાર ભરશે!

૧૬

જીવન આ કેટલું ટૂંકું દેખાય, પણ
નિત્ય લાંબા દિસે દુઃખશૂળે;
જીવનસુખ હિમ સમુ સંકુચિત થતું ઠરી,
જીવનદુઃખ તાપથી અધિક ફૂલે;
જીવનની મોજ તો કેટલી ક્ષણિક છે,
જીવનના ક્લેશ છે સત્ય કેવા!
જીવનની છે કમાણી જગે અલ્પ, પણ
જીવનના કર પડે અધિક દેવા!

ધીમી કે જોરથી, શાંત કે શોરથી,
જીવનસરિતા વહે જગતપારે:
ગહન ને વિશ્વમુખમાં સમાઈ જવા
દોડતી જાય તે અનુસારે;
જીવનસરિતાતણો પાર સકલને
કોઈ હતો ના હતો થાય અંતે:
શું હતું, શું ગયું, ક્યાં ગયું, શું થયું?
દૃષ્ટિ નાં ગમ્ય કોઈ દિગન્તે!

૧૭

જીવનનું વહન આ એમ વહેતુ રહે,
જીવનનું યુદ્ધ ચોપાટ ખેલી;
કંઇકને મારતું, કંઇક ઉપજાવતું,
કંઇકને શક્તિથી દૂર ઠેલી;
ક્યાં સુધી આ બધાં ખેલનો ચાલશે,
ક્યાં સુધી આ બધી જીવનમસ્તી?
એક દિન આખરે આવશે એહવો,
નહી રહે જીવન કે જગત હસ્તી!

એક દિન પૃથ્વી આ અસ્તિત્વ ક્રમથી ચશે,
ને બધુ સૂર્યમંડળ નિરખશે;
એક સુંદર સિતારો ચળી ખરી જતો;—
(વેધશાસ્ત્રી કશી નોંધ લખશે?)
પૃથ્વીનો આ સિતારો થશે ગુમ, પછી
કોણ કહેશે હતો શું, ગયો ક્યાં?
ચિત્રના અશ્વ પર સમર શાં ખેલવાં?
ચિત્રનો કાગળે છે રહ્યો ક્યાં?

૧૮

જીવન આ એવું છે સર્વનું પૃથ્વીમાં,
જ્યાં નહીં પૃથ્વી પણ અમર રહેશે,
વિશ્વના જીવનમાં પૃથ્વીનું જીવન પણ
બિંદુ જેવું ઘૂમે અનંત વેગે,
કલ્પના કે વિચારણાની દોરી પણ
છેડના નહીં પૂગે ને પતંગો,
અમિત અવકાશમાં સૃષ્ટિ અગણિત રહે,
ત્યાં કશા પૃથ્વીના બહુ તરંગો?

તો પછી જગતમાં જીવન ને મૃત્યુ શું?
સુખ અને દુઃખની વાત શાની?
સારું નરસું કહ્યું? સ્વર્ગ કે નરક શું?
સત્ય ને અસત્યની શી નિશાની?
દેહ ને આત્મ શું? પરમ ચૈતન્ય શું?
માનવીજીવનનો માર્ગ કેવો?
વિશ્વઅંધારમાં આંખ શું નીરખશે?
ક્યાંથી આનંદ તપનાર લેવો?

૧૯

અકળ અંધારનું ઢાંકણું ઢાંકિયું,
    છિદ્ર કીધાં મહીં કોટિ કોટિ;
તેજકિરણો અહીં ત્યાંથી ફૂટી સરે,
    આશ અંધારની એહ ખોટી;
માનવી દૃષ્ટિ નિજ નિત્ય ખેંચી રહો,
    છિદ્ર તો તેજની ધાર રેડે;
છિદ્રની પાર જોવાય નહીં, કે ન તે
    હૃદયનો અટલ અંધાર ફેડે.

ધ્રુધવના એજ અંધારને ઢાંકણે
    એક મોટુ દિસે છિદ્ર પડતુ,
ને અવર છિદ્ર થઈ જાય આણુદીઠ ત્યાં,
    તોય એથી કશુ અવર જડતુ ?
તેજ રેડાય, અંધાર છેદાય, પણ
    માનવીદૃષ્ટિને બેઉ સરખા.
શુ હશે પાર તે કો ન ઉચ્ચારતુ,
    માનવી મારતો સતત વલખાં!

૨૧

કોણ કૂંચી જગતભેદની પામિયાં ?
કોણ પાસે જગતદ્વાર ખોલ્યાં ?
જગતમાં જન્મતાં કોઈ બોલી શક્યાં ?
કે જગતથી જતાં કોઈ બોલ્યાં ?
સભર સાગરતળે કૈંક સર્જન વસે,
છે ઉપર ફીણ ને ઊર્મિક્રીડા;
ઊર્મિ પર નાચતી સરલ નૌકા જતી
પામતી કંઈ અકસ્માત પીડા.

દ્વાર પાછળ રહ્યાં દ્વાર કંઈ અણગણ્યાં.
ખોલતાં ખોલતાં હાથ થાકે;
વ્યોમ પાછળ રહ્યાં વ્યોમ બીજા વિરલ,
દૃષ્ટિને પાર શું દૃષ્ટિ તાકે ?
પેટીમાં પેટીઓ એક અંદર અવર
ઉઘડતા હોય બીજી હજીએ:
માનવી કૂંચી એ પામતો નવ કદી;
ભેદના ભેદમાં જગત જીવે !

૨૨

જગતનુ તત્ત્વ સમજાય પૂરૂં નહીં,
        માનવી લાખ પડ એ ઉઘાડે;
કોણ જાણે રહે સત્ય ઢંકાઈ ક્યાં?
        કોણ એ ભાર ઉરનો ઉપાડે!
પાંદડીઓ ગુંથાયી ઉઘાડુલની
        માનવી જાય કંઈ ખોલવાને;
જોતજોતા ઉડે ફૂલ ને પાંદડી,
        ને રહે આંખ તો ચોળવાને!

નહીં રહે જગતમાં સ્થિર કશુ એમ આ,
        તેથી શુ જગત કહેવાય માયા?
અચળ કો વસ્તુ દેખાય નહીં જગતમાં,
        આવી ઉડતી બધી વસ્તુછાયા;
નહીં જડે પૂર્ણતા કોઈ વાતે જગે,
        સ્પષ્ટ સમજાય નહીં તત્ત્વ તેનું,
તેથી આ જગત પણ સ્વપ્ન જેવું ગણ્યું:
        જીવનનુ? જગતનુ?—સ્વપ્ન કેનુ?

૨૩

સ્વપ્ન છે જગત આ એમ ડાહ્યા કહે,
દૃષ્ટિને સર્વ દેખાય મોટુ ,
પણ ઉગે જગત આ પળપળે આથડે,
તોય એ જગત કહુ કેમ ખોટુ ?
સ્વપ્ન તો સત્ય છે જ્યા લગી ચાલતુ,
સ્વપ્નના ભોગ પણ સત્ય જેવા,—
જીવીએ આપણે શુ નહીં સ્વપ્નમા ?
આપણે જગતને સ્વપ્ન એવા.

આપણુ સ્વપ્ન પળ કે ઘડીનુ હશે,
સૃષ્ટિનુ સ્વપ્ન કંઈ મહાયુગોનુ ,
સ્વપ્ન નિદ્રાતણુ, સ્વપ્ન જાગૃતિતણુ
ઘાટ કંઈ કંઈ છતા તેજ સોનુ ,
ને સકળ સૃષ્ટિના નાથનુ સ્વપ્ન આ
નાથને ઉર અનતત્વ ભરતુ
ને પૃથક માનતી અતરે અતરે
પૃથક પ્રભુરૂપનુ સ્વપ્ન સરતુ !

## ૨૪

આપણે એક પ્રભુ-સ્વપ્નાં સ્વપ્ન શાં
    પ્રભુ હશે કે નહીં, કોણ જાણે?
કે સ્વયંસ્વપ્ન એ પ્રભુજ શું ના હશે?
    સ્વપ્નની આંખ શાં સ્વપ્ન માણે?
સ્વપ્નને દેખવા સ્વપ્ન જાગૃત થતું,
    સ્વપ્નને ઢાંકવા સ્વપ્ન સૂતું
આ મહાસ્વપ્ન સરજાયું ત્યારે કહીં
    અસ્તિ ને નાસ્તિનું ગજું હતું?

સર્વ અનાગ એ સ્વપ્નમાંહીંજ જાગે,
    સ્વપ્ન છે ઉન્નનું મધ્યબિંદુ
હું-પને રૂંધતા વિશ્વઅંધારમાં
    તારનાં બીજ છે એજ ઇંદુ,
ધર્મ ને કર્મમાં જગત જાગૃતિતણું,
    પણ ઉરન સ્વપ્નન વગર અધૂરું
કિન્નુનર કાય ને પતકમય ધાય, પણ
    • મેઘધનુ સૂર્યનું સ્વપ્ન મધુરું!

## ૨૫

સ્વપ્ન જેવું જગત હોય આ તેથી શું ?
 શું થયું જીવન પણ હોય એવું ?
પણ મરી જાય સુખસ્વપ્ન ક્યમ સહજમાં,
 ને રહે વળગી દુખસ્વપ્ન કેવું ?
કેમ સંધ્યા ઉષા સહજ પલકી ઊડે
 માનવીહૃદય રસ છંટકી પૂરી ?
તાપમાં તો દિગમ્બર જળી રહેવું, ને
 ગગનભર પડવું અંધાર ઝરી !

હોય સુખ સ્વલ્પ તો દુઃખ છે ચોગણું,
 જીવનનો જોગ એવો જગતમાં ;
હોય આનંદના દિવસ બે ચાર, તો
 ગાળવાં કંઈક વર્ષો વિપતમાં ;
સ્વપ્ન એ વિપતના કેમ પૂરાં થશે
 માનવીજીવનના આ પ્રવાસે ?
શું સદા એમ સંસારસાગર ઉપર
 ડોલશે માનવીજીવન નાવે ?

૨૬

અંબર સંધ્યાસાગર ઉપર મલકતી
અનુજનૌકા હવે તનુજ જેવી;
ઉર ઉપર ઊર્મિની છોળ ગેલે ઉછળતી,
ઢળકતી મલકતી જાય એવી:
અરવના શ્વેત શઢ શા કશી નીતરે,
બીનરે ભાવના ભવ્ય ભરતી!
પળપળે જલ અનવ જલધિનાં ઝળહળે,
અહર નૌકાતણી તોય નમતી.

નજર જલ પર અટલ અચલ એ ગમતી,
તોય જલ પર ચમળ કંઈક ઊરે:
ભ્રમનાં અભ્ર શું તિમિર આમે ચડે,
પવનભર સુમનની આંધી પૂરે:
પ્રાણમોન તુનક ઉપર નમી પડે,
થાય નૌકા હતી ના હતી ત્યાં.
સકળ સંધ્યાસાગર ઉપર તરે કશું,
કોણ કહેશે શિરે શું પ ગીલ્યાં?

૩૦

નેજ અંધારનું અજબ આ પૂતળું
　　　માનવી કોયડો છેજ પોતે:
માટી ને શક્તિનું એવું મિશ્રણ બન્યું,
　　　અકળ અદ્‌ભુત કળા કોણ ગોતે?
જ્ઞાન અજ્ઞાનનું પોટલું માનવી,
　　　કામ ને ક્રોધનો ગુપ્ત ભાગે;
અહીં તહીં કૈંક કલ્પના છે વગી,
　　　તોય સૌંદર્યનો એજ ત્યાગે!

કૈંક યુગયુગનાગી ગાંઠની માનવી!
　　　કૈંક તત્ત્વોતણો બેળ એમાં:
શાંતિ તોફાનનો બિંદુ એ ઉછળતો,
　　　ગમ ને દ્વેષના મોજ તેમાં;
ગોક આનંદની વિશ્વ એ આરસી,
　　　કૈંક આશા નિરાશા બહેસા:
કર્મ શું જગતનો માનવી છે કમી
　　　પાપ ને પુણ્યનો અજબ પેચો!

૩૧

સ્વર્ગનો દૂત પણ માનવી એજ છે,
એજ છે ભોમિયો નરકકેરો;
ભણી ભણી ભૂલતો શિષ્ય પણ એજ છે,
એજ છે વિશ્વશિક્ષક વડેરો;
એજ ઝેલી રહે સ્નેહસરિતા જગે,
એજ વિગ્રહનો અગ્નિ ફૂંકે:
સાચ ને જૂઠની રમતમાં રાચતો
માનવી જગતબાજી ન ચૂકે!

મોદ ને સત્ય ને જ્યોતિની દિવ્યતા,
સર્વ એ માનવીમાં સમાઈ;
તોય એ ધૂળને ચૂમતો રહે મસ્ત,
અજબ એ જીવનની છે સગાઈ!
કેવી લીડશે દામ એની જગે?
કેટલે પૂગશે શીગ એનુ?
વિશ્વની ખાણને ખોદતો માનવી
પામશે આખરે દળ એનુ?

૩૩

શું થયું હોય અંધાર ઘોરો ઘણો,
ને ઊગે એકલો સૂર્ય ગનો?
શું થયું હોય જો તીવ્ર કાંટા ઘણા,
ને ફૂટે એકલું ફૂલ ત્યાં તો?
શું થયું હોય મૃગ એકઠાં ફરતાં,
ને ભીડી એકલો સિંહ ગાજે!—
નહીંજ એ એકલાને કશું શોચવું:
જીવનનો વિજય છે વીર કાજે!

માનવીજીવન આ એકલું લાગતું:
બિંદુના બિંદુનું પણ અણુ એ,
ઝીણકું એક રજકણ હવામાં ઊડે,
કિરણ કો સૂક્ષ્મ જ્યોતિનણુ એ,
વિશ્વવિસ્તારમાં માનવીજીવન શું?
તુચ્છ કો તણખલા શું તણાતું
માનવી તોય સરદાર છે સૃષ્ટિનો,
માનવીજીવનનું દ્વિગુણ નાનું!

૩૫

આ બધી સૃષ્ટિલીલા છવાઈ રહી,
　　આ વનશ્રી બધે આંખ ઠરતી,
આ બધાં પુષ્પ પૃથ્વી અને વ્યોમનાં,
　　આ સકળ પ્રકૃતિની સ્નેહભરતી,
આ મહાગાન સાગર અને વાયુનું,
　　આ ભર્યું ભાનુનું મેઘખાપે :
શી વિરૂપતા હશે માનવીહૃદયમાં,
　　કે ન સૌંદર્ય કો શુદ્ધ માપે !

હૃદયસરવર હશે માનવી કેરું શું
　　એવું ડહોળાયલું ધૂળથેરે,
સર્વ સૌંદર્યની વિકૃતિ ત્યાં થાય, ને
　　સ્પષ્ટ દેખાય નહીં કંઈ કેડેરૂ !
સ્નેહ, સૌંદર્ય, ઔદાર્ય, આનંદ, સૌ
　　જાય ડહોળાઈ એ વારિમાંહીં :
દુ:ખ ને શોક ને દ્વેષ ને ક્રૂરતા,
　　શું જણાશે સદા એજ ત્યાંહી !

૩૭

માનવીજીવનની આ નૌકા હજી
  સૃષ્ટિસાગર વિષે આની ડોલાં,
કંઈ વિજ્ઞાનના પવન ફૂંકી રહે,
  ઊર્મિ પર ઊર્મિનાં ઘાવ ઝીલતાં;
કોણ સુકાન એનું ધરી એમજો !
  આગરે દોરશે કોણ એને !
પવન, મોજાં અને કંઈ ખડકો થકી
  રક્ષશે કોણ ત્યાં અચૂક એને ?

પૂર્ણ નકશા બધી બિંદુવિગતે ભર્યા
  મેળવી કો હિ શકશે સુકાની ?
પૂગશે જીવનનૌકા પરમ બંદરે ?
  કે વમળમાર્ગે ડૂબશે દિવાની ?
અણુદીપ જાગશે ખેડવા છે હજી,
  નવનવી આડ ઊભી થશે ત્યાં.
માનવી છે હજી બાળનાવિક અમો,
  કેમ એ સિંધુ તે જીતશે ત્યાં ?

૩૮

શુ નહીં સ્નેહ એ જીવનનૌકાનણું
નિજ સબળ હસ્ત સુકાન ધરશે ?
શુ નહીં ઉષાનાં મ્હાદમોજાં ઉપર
જીવનનૌકા સફળતાથી તરશે ?
વિકટ સંસારસાગર કદી નવ થશે
શાન ને સરળ સત્વર અમો શુ ?
સબળ સુંદર સ્નેહ જીવનનૌકા છતાં
આખરે તે મહા ડુબતી જોશુ ?

માનવીબાળ શુ કોઈ દિન સમજશે
વિકટ એ સિંધુનું ક્ષેત્ર પૂરૂ ?
શુ કદી ના થશે નાખુદા કુશળ એ
પ્રેમના ચમન નૌકાનુ શરૂ ?
ગહન આકાશમા કંઈક અમાલગે
છે સમાયા પરમ પથ જેવી,
માનવીબાળ એ સાગરે ડોલતો
શુ કદી નર્વ શકશે ઉડવી !

૩૯

માનવીબાળને વિધિ લઈ બેસતો
પરમ અક્ષરો ઘુંટવાને;
કર ધરી દોરવે કેક, ને ત્યાં પછી
મૂકતો બાળને આપ તાને;
કર ફરી ના ફરે, બાળ પળપળ ડરે,
તોય તે ઘુંટવા યત્ન કરતો;
કર પળેપળ ખસે, વિધિ ફરી તે ભુસે:
બાળ ત્યાં આખરે આંસુ ભરતો.

બાળ લખતો જતો, વિધિ ય ભુસતો જતો:
કેમ બારાખડી થાય પૂરી?
સકળ અક્ષરો શીખશે ક્યાહરે?
કે સદા પાટીની છે મજૂરી?
એહ લેખન ભુસણ ચાલશે શું સદા?
શું કદી જ્ઞાન એ ના સધાશે?
માનવીબાળ શું રહે સદા ભૂલતો?
જીવન એમાંજ શું પૂર્ણ થાશે?

૧૦

દેવ સૌ મૌન ધારી રહ્યા છે હજી,
કો ફિરસ્તા હજી એ ન બોલે,
બોલનારો કરે સ્વપ્નની વાત, કે
જગતના ભ્રમ હવામાં હિંચોળે!
શા થકી આ બધું જગત એવું થયું,
શા થકી માનવી છેક તેમાં?
પ્રશ્ન એ પૂછવાનો નકી છોડી દો,
કોઈ નહીં ઓળખે ભેદ એમાં!

આદિ કે અંતને પૂછીને શું કરો?
દેવ પણ થાક્યા એ જોઈ આવ્યા!
દેવનો દેવ ઊંડાણ એને વસે,
કે ગયા તે ન કો ખબર લાવ્યા;
દૃષ્ટિ સામે ફિરે આ બધું ચાલતું,
જીવન તેનેજ નહીં પૂરું જોશે;
ભૂત ને ભાવિના સાગરે માનવી
હાય નિજ ઓળનાં આજ ખોવે!

૪૧

પૃથ્વી પર પ્યાલું છે ઢાંક્યું આકાશનું,
  અહર્નશી રહે મહીં મર્ત્ય પ્રાણી;
પૃથ્વીફેરી રકાબી રહે ઘૂમતી,
  અનન્ત ફરતી રહે જેમ ઘાણી;
કોણ સાકીએ પ્યાલું રકાબી રહ્યાં,
  તે ન મહીંથી શકે કોઈ જોઈ;
પ્યાલું ઉચકાય નહીં કોઈ દિન ત્યાંથકી,
  નહીં રકાબી છૂટે પલક કોઈ।

છે રકાબી વિષે પણ બધું ઘૂમતું,
  સ્થિર રહી નવ શકે કોઈ તેમાં,
કદિક ડોલે, ઘડી અહર્નશીને શમે;
  છે રસાયન ભર્યું અજબ એમાં;
પ્યાલું ઢાંક્યું છે રત્નજડિત ઉપર,
  તેય રહી ઘૂમતું કદિક ગોતે.
પ્રાણીઓ શું ઉપર જોઈને માગશે?
  પ્યાલું પણ છેક લાચાર પોતે!

## ૪૨

અનન્ત અંધારસાગર ઉપર ઊડતા
દિવસના બુદ્બુદો સૂર્ય જેવા;
રોજ એ રંગભર ફૂટીને ફાટતા,
ચૂકતા નહીં મળ્યો લાભ લેવા;
વિશ્વંભર આ અનંતત્વના સિંધુ પર
જીવનના બુદ્બુદો એમ ઊડે;
રંગ ને ઝલક નિજ પલકભર દાખતા,
ને ફૂટીને થતા લુપ્ત પૂરે.

જળતણા બુદ્બુદો પળ પછી ફાટતા,
બાળનાં અશ્રુ શા આંખ આંજી;
દિવસના બુદ્બુદો ફાટતા સૂર્ય શા
ખેલતા ગગનમાં ગહન બાજી,
સૂર્ય ને ચંદ્ર ને તારકો ને ગ્રહો,
ક્યા સુધી બુદ્બુદો એય ટકશે?
વિશ્વભેળે બધા એમ ફૂટે, પછી
જીવન આ અન્તર રહી કેમ શકશે?

૪૩*

પડિતો મોલવીઓ બધે બેસીને
લોક સાથે કરે વાત ડાહી:
કૈંક આલોક પરલોકની વાતમાં
ગૂઢ નિજ જ્ઞાનની દે ગવાહી;
સ્વર્ગ ને નરક, જિન્નત જહાન્નમ, અને
દ્વૈત અદ્વૈતના લે ફડાકા:
મૃત્યુચરોળિયો સર્વ ફૂંકી ગયો,
સર્વને મુખ પડ્યા ધૂળફાકા!

પડિતો મોલવીઓ ગમે તે વદે,
એ બધી વાત અંધારપેટી:
સર્વ જુગનું રમી એ રહ્યા જ્ઞાનનું,
શિખરને ચાલ જોવા તજેરી;
વાત તો એક પ્રત્યક્ષ ને સત્ય છે:
જીવનનો પળભર નહીં ભરોસો:
જન્મ ને જાગ ને ઉગ્યું સુકાય સૌ,
જીવન ખેરે સદા મૃત્યુફેરો!

૪૪

પંડિતોના મહા વાદપ્રતિવાદમાં
 ગત ને દિવસ કંઈ જાય ગાળ્યા;
નહીંજ આકાશકુસુમો કદી કો મળ્યાં,
 નહીંજ અંધારના ફાલ ફાલ્યા;
સ્થૂલ ને સૂક્ષ્મની વાત કંઈકંઈ કરે,
 કંઈક સિદ્ધાંત થાપે ઉથાપે;
લાખ ગજ જાય ભરતા આકળ શબ્દમાં,
 તોય નહીં એક તસુ ભેદ કાપે.

ગોળ ફરતું ગેહ દ્વાર તેને ધરી
 માનવી બ્હાર તે ક્યમ નિકળશે?
એમ ને એમ ફરતો ફરે, તોય ત્યાં
 નહીં કશો તેહને પથ મળશે,
જીવનના પરિધિમાં મનુજચિન્તા ફરે,
 કેમ એ પરિધિની પાર ફોરે?
જીવનના ભેદની ગ્રંથિ કંઈ કંઈ છૂટે,
 મૃત્યુના ભેદની કોણ છોડે?

૪૭

જન્મ શું મૃત્યુને જોડતું જીવન આ
મૃત્યુને કેમ કદીયે ચૂકાવે?
જે ઉષા સાથ જોડાઈને આવિશે,
તે દિવસ કેમ સંધ્યા વટાવે?
જન્મ ને મૃત્યુના ધ્રુવની વચ્ચે ઘૂમી
જીવન એ જીવનને જાય છેડે;
માનવી અમરતા ખેડવા જાય, પણ
જીવન તો મૃત્યુનાં ક્ષેત્ર ખેડે.

જીવવું એટલે હોવું નહીં આખરે:
એજ કડુ સત્ય શું પીવું આંહીં?
જીવવું એટલે જગત જોઈ જવું,
પણ નહીં પૂછવું જવુંજ ક્યાંહીં;
નદીકિનારે મળી બાળકો કંઈ રમે,
હમીરમી લડીવઢી થાય છૂટાં:
જીવવું એટલે ઘડીક મળવું જગે,
પણ પછી સર્વ પડવાં વિખૂટાં!

૪૮

આત્મ પરમાત્મ તો જ્યાં પડ્યા છે જૂદા,
  ત્યાં બધા પંથનો મેળ મળતો;
દિશદિશે પંથ સૌ દૂર લંબાય, પણ
  મધ્યમાં 'સર્વતો જ્યોતિ બળતો;
લાખ ચોર્યાશી ફેરા ફરે, ને પછી
  યુગ મહાયુગતણો ખાય ખાંચો;
ધૂમકેતુ સમો દૂર ભ્રમણે ભમી
  આવશે આખરે આત્મ પાછો:

ઋષિ મુનિનાં વચન એ હશે સત્ય, પણ
  માનવી કેમ અહીં ધૈર્ય ધારે?
જે ગયું તે ફરી તેજ રૂપે જગે
  આવીને પૂરતું સાખ ક્યારે?
પૃથ્વી ને ચન્દ્ર ને સૂર્ય ને તારલા,
  ને અજબ કાય આ માનવીની—
શું ન એ સાખ આત્માનુવૃત્તિતણી?
  શું ન એ સ્થિતિ સદા ભાનવીની?

૪૯

જે ગયુ તે ન આવે ફરી, તો પછી
જે ગયુ તે કશુ ધૈર્ય માગે?
ધૈર્ય દેનાર પણ જોતજોતા જશે,
બોલનારો ભૂલી બોલ હારે:
દીપ તૂટી જતા જ્યોત હોલાય, કે
જ્યોત હોલાય ત્યા દીપ ખોટો?
'દીપની ખોટ એ પ્રશ્ન કયમ પૂછશે?
દીપ ને જ્યોતનો એજ ટાણો!

વાદળા તો ગયા સૌ વિખેરાઈ, ને
મેઘધનુનો મર્યો સર્વ મહિમા,
વનલીલા સવ સુકાઈ ને રણ થયુ,
ત્યા વનશ્રી ગ્રી નર્દીની કઈમા,
વાસળી ફૂટી ને સૂર ઊડી ગયા,
થઈ નષ્ટ નર આખર મવામી
મરી જનારૂ ગયુ છે મરી, તો પછી
મત હિતસૂરી આ છે નકામી'

૫૦

પુણ્ય કીધું ન ખોવાય જગમાં કદી,
નેકીનો હોય બદલોજ રૂડો;
પામશે આંચ નહીં સત્યવાદી કદી,
છેજ પરમાર્થમાં અમૃતપૂડો;
માનવીજન્મનો જોગ આ જગતમાં
નહીંજ બીજે મળે, એય સાચું;
સંતજન કહે, હજી નાથને લ્યો ભજી,
સર્વ સંસારસુખ છેજ કાચું.

માનવી જગતમાં જોય કડકા બધા,
શું કદી પૂર્ણને જોઈ શકશે?
જોતજોતા જીવનવૃક્ષ સુકાય, ત્યાં
ક્યા સુધી પત્ર શી આશ ટકશે?
વાસળી તૂટી સંધાઈને વાગશે,
પણ ખર્યું પત્ર પાછું ન ખીલેઃ
દેહની માટી ફરી કોણ સમરાવશે?
શ્વાસ ઊડ્યો ફરી કોણ ઝીલે?

૫૧

ચિત્તવ્યાપાર ચાલે ગમે તેટલા,
 તોય નહીં માનવીતર્ક ફાવે,
વિશ્વને વિશ્વના દેવ ઢાંકી રહ્યા,
 ભેદ તે કોણ ખોલી બતાવે?
જન્મ ને જીવન ને મૃત્યુને સમજવા
 માનવી મથી રહે દિવસ આખો
સૂર્ય સાથે ફરે તોય તે મરી જતો,
 ને પછી રાત દે ઢાંકી આંખો।

જીવનની રાત એ આખને ઢાંકશે,
 ઢાંકશે તે જગતનેય સાથે,
દિવસનું એમ આ સ્વપ્ન પૂરું થશે
 ક્યાં ઊઠી ચોળશે આંખ હાથે?
નિત્ય સમય ને જીવન કપાય એ,
 ને પછી એં પામે મથી શું?
પૂર્ણનું શાનનું ભાનનું જીવન તો
 જાય આ, ને પછી—ને પછી શું?

પર

મૃત્યુ જે સર્વને નિત્ય વીંટી રહ્યું,
    મૃત્યુ તે પણ નહીં એક દીસે;
ચક્રી એની અચૂક ચાલતી જાય, ને
    સર્વને તેહમાં રોજ પીસે;
પણ જીવન જીવતાં આપણે જોઈએ
    મૃત્યુ એ આપણી આસપાસે;
વૃક્ષનાં પાન પડતાં ટપોટપ નીચે,
    જીવન બીજાં જતાં એમ ભાસે.

પણ અરે આપણા જીવનનુ પાન આ
    ખરી જઈ આખરે ધૂળ થાશે,
મૃત્યુ ત્યારે દિસે કંઈક બીજુંજ એ,
    જીવન શુ જગત પણ ડૂબી જાશે:
વ્યોમમાંથી ખરે તારલો આપણો,
    સૂર્ય હોલાઈ લોપે સહુનો;
સૃષ્ટિ ને સૃષ્ટિના સ્વપ્ન સૌ આપણા—
    ભાગી ભૂકો થશે એ બધાનો!

૫૩

મૃત્યુ આ એનુ છે અન્યનુ, આપણુ,
    ત્યાં જ્યો શોક શો મૃત્યુ કેરો ?
સર્વને એક માર્ગે જવાનુ રહ્યુ,
    સર્વનો ઊઠી જશે જીવનડેરો;
સર્વના જીવનડેરા ઊઠી જ્યાં જતા
    પળપળે આપણી આંખ સામે,
ત્યાં કશો હર્ષ કે શોક ભરવો ઉરે ?
    આપણો પણ જશે કોણ ઠામે ?

ગામગામે જઈ હાટવાડા મળે,
    માલ સોદા કરી થાય છૂટા;
આજ આ ગામ તો કાલ બીજે બને,
    દિવસ અંતે પડે સૌ વિખૂટા,
જીવનસબંધ આ સર્વ એવા દિસે,
    કોઈને કોઈની ખોટ પડતી.
જગત આ મેળનુ એમ ચાલ્યુ જતુ,
    ક્યાં સુધી નાખવી આંખ રડતી ?

૫૪

કેમ કહેવાય, નવ કોઈ સમજી શકે
આપણી આ પડી ખોટ મોટી?
કેમ કહેવાય, અન્યે ન દીઠું હશે
દુઃખ આવું થયાં વર્ષ કોટિ?
નાની કે મોટી હો ખોટ, પણ તેથી શું
આપણી ખોટ કંઈ થાય કમતી?
દુઃખ ખમનાર પણ દુઃખના ગર્વમાં
બાલ્કશાડી કશી જોય ગમતી?

કેમ કહેવાય, આ ખોટ પૂરાય નહીં:
ક્યા સુધી? કેટલી જીવનોની?
આજ ચાલી ગઈ છે ઉષા, તેથી શું
કાલ જોમે ઉગે કો ન ગોરી?
ખોટ તો જગતને ભેજની આ પડે,
તોય એ જાય નિજ પથ ધપતુ·
જગતની ખોટથી આપણી શુ વધે?
આપણી જેમ શુ એ જલપતુ?

## ૫૫

જીવન આ ડૂબતાં જગત ડૂબે બધું,
કેમ બોલાય એ આપણાથી ?
જે ડૂબ્યું દેખીએ આપણી દૃષ્ટિથી,
તે ગયું શું હશે જગતમાંથી ?
જ્યોતિ જો તીવ્રતાથી અગોચર રહે,
તો નથી જ્યોતિ એ કેમ જાણો ?
સ્થૂળ આ આંખ દેખી શકે નવ બધું :
નથી ગયો રૂપ ડૂબ્યોય પ્રાણો !

આપણા દિલમાંથી જે ગયું દૂર ને
આપણી મનની પાર ઊડ્યું,
તે જીવનબંધનો તોડી છૂટું થયું,
છેક આ આપણું દૃશ્ય બૂડ્યું;
સૂર તેના હશે વિશ્વગાને ભળ્યા,
નૂર તેનું હશે વિશ્વનૂરે.
જીવનના બાગની પાર જોયા વિના
જીવનપિછાણ આ કોણ પૂરે ?

૫૬

'એ બિચારૂં ગયું શાંતિમાં,' એમ પણ
કેમ કહીએ દયા એની ખાઈ?
મરણવશ જે થયું સ્નેહી એ, તેહની
શું દયા ખાવી છે માણસાઈ?
જે ગયું તે વસે નહીંજ આ મૃત જગે,
પણ હશે હમતું કો અમૃતસ્થાને:
જ્યાં હશે ત્યાં નહીં પૂગીએ આપણે
મર્ત્ય આ માટીના બંધવાને!

કોણ કહે જે ગયું તે મહા ઊંઘવા?
ઊંઘવું તો નથી અંત કોનો:
ઊંઘવું તે ફરી થાક લઈ જાગવા,
લાભ લેવા જીવનની તકોનો;
ઊંઘવું ત્યાંય નવસ્વપ્ન કઈ નિરખવું,
જીવનના સ્વપ્નથી ભિન્ન કોટે:
રાત આવે દિવસ જેમ એ જોડની,
ઊંઘ એ જીવન એ શું ન જોટે?

- મૃત્યુનું નામ

૫૭

કાળના ઘાટ પર માનવીઓ મળે,
ઘડી મળીને પછી થાય છૂટા;
કેમ એ મિલન તૂટી જતું આખરે,
શું મળ્યા એમ પડવા વિખૂટા?
કાળના ઘાટ પર માનવીઓ મળી
સ્નેહનાં બંધનો કેંક બાંધે,
પણ નહીં કોઈ છૂટું પડે એવું
અચળ બંધન નહીં કેમ સાંધે?

કાળના ઘાટ પર માનવીઓ મળી
થાય છૂટા જીવનઝુંમરીથી;
પણ મળી સર્વ છૂટા પડ્યા જે અહીં,
તે કદી ક્યાંહીં મળશે ફરીથી?
ને ફરી જો મળે તો હશે તેજ સૌ,
કે હશે કેંક જુદા પ્રથમથી?
પૂછીને રોજ આ દિવસ આવી મળે,
તે મળે તેજ કે હોય આમથી?

૫૮

જ્યાં ગયા સર્વ ત્યાં છે જવું સર્વને,
 માનવીને કશું જોવું પાછું ?
સર્વ રહે જતાં દસ્યુપણું શે થવું ?
 હૃદયબળ પાડવું શીદ આછું ?
જે ગયું તે નહીં આવતું કો ફરી,
 સરિતનું વ્હેણ પાછું ફરે શું ?
જીવન ફરી તેજ જીવવા ગમે કે ખરૂં
 જઈ અનંતત્વને ઉગરે શું ?

દિવસનો તાપ દિનભર તપીને શિરે
 છેજ સંધ્યા વિષે શાંતિ લેવી :
છેજ સંધ્યા સમા મૃત્યુના રંગ સૌ,
 છે મંધુરતા વળી રાત્રિ જેવી ;
જીવનના સ્વપ્નથી છે ફરી જાગવું,
 થઈ અનંતત્વના અંશ રહેવું :
મૃત્યુ જે જોડતું તે જુદું પાડવા
 ચલિત આ જીવનને શીદ દેવું ?

૬૦

ધૂમ રાખો કરી બંધ કો કુંભમાં,
કુંભ જોનાર નહીં ધૂમ કળતો;
કુંભ ફૂટી જતાં પૃથ્વીમાં તે પડે,
ને ચડી ધૂમ આકાશ ભળતો:
જે ગયું તેની આ માટી ગઈ માટીમાં,
પણ અમર આત્મ તેમાં હતો જે,
તે ઉડ્યો જ્યાંથી આવ્યો હતો ત્યાં ફરી;
ને અહીં જગત તે વ્યર્થ ખોજે!

જે ગયું તે વટાવી ગયું જીવન આ:
આ રહી આપણી ગીચ ઝાડી,
ત્યાં વૃથા આપણે શૂન્ય શું લડી ગયાં,
તિમિરછાયા વિષે ખેલ માંડી;
જે ગયું તેની માટી ન કંઈ જાણતી,
પણ બધાં જીવનાં આ દટાયાં
લોભ ને મોહના ગર્તમાં આપણે,
ને નિરાશે ભયે સૌ ખવાયાં!

૬૨

મૃત્યુ નહી હોય તો જીવન ક્યા જીવન રહે!
મૃત્યુ વિણ માત્ર રહે જીવનછાયા;
રાત્રિ નવ હોય તો દિવસ કહેવાય ક્યમ?
સર્વ તાપે સદા રહે તપાયા,
જીવનનો શ્વાસ છે મૃત્યુ દૂર રાખવા,
મૃત્યુના ઝેર પર અમૃત ફૂંકી,
મૃત્યુ નવ હોય તો વિજય ક્યા શ્વાસનો?
જીવન લજવાય નિશ્વાસ મૂકી!

દુઃખીને દુઃખ જોવું નિરંતર રહ્યું,
તો પછી દુઃખનો અંત ક્યારે?
મૃત્યુ વિણ જીવનનો કલહ જો નવ શમે,
કેમ એ જીવનને તો ઉગારે?
મૃત્યુનો ભય જતા જાય આશા ઉડી,
રહે પછી માત્ર લડવુ સહવુ,
સર્વનો અંત જો છે અનંતત્વમા,
તોજ ઉઘડે નવુ જીવનપાનુ!

૬૩

મૃત્યુ નહીં હોય તો માનવી જગતમાં
કેમ જાણે જીવનની અમીરી ?
મૃત્યુ વિણુ કેમ સમજી શકે માનવી
જીવન ભરતી જગતની ફકીરી !
જન્મ જેનો થયો મૃત્યુ પણ તેહનું :
મૃત્યુ વિણુ જન્મ પણ હોય ક્યાંથી ?
જગતનુ સર્વ અસ્તિત્વ અટકી પડે,
જો રમે ત્યાં ન એ યુગલ સાથી !

તો પછી મૃત્યુથી હોય ડરવું કશું ?
મૃત્યુ છે જીવનનો અન્ત મોહ;
દેહધારી જીવે દેહમાં રહી કદી
નહીં અનન્તનો પથ દીઠો;
છે ઉષા દિવ્ય સૌંદર્યભર દીપતી.
તો ન સંધ્યા રમી તેથી લાગે :
જીવનની છે લીલા જન્મ ને મૃત્યુમાં;
માનવી મૃત્યુથી ગાઢ ભાગે !

૬૪

નદીતણા મૂળ ને મુખ સમા કંઈ દિસે
જન્મ ને મૃત્યુ આ જીવનકેરા,
મૂળ નદીનું દિસે પર્વતે, તોય એ
મૂળના મૂળ બહુ છે અનેરા,
જન્મથી જીવનનો પંથ મંડાય, પણ
જન્મ તો દ્વાર છે તેનું ન્યાહી,
નદીતણું મૂળ પણ છે મહાસિંધુમાં,
જીવનનું મૂળ મહાજીવનમાંહીં.

જન્મથી જીવનનો પંથ મંડાય, તો
મૃત્યુમાં પંથનો અંત આવે,
જન્મ ને મૃત્યુ બે જીવનસંબંધી છે,
જીવનમાં બેઉ સાદર લાવે,
નદીતણા મુખ સમું મૃત્યુ પણ સભર છે,
જીવનના વહનની સિદ્ધિ આંપી
મૃત્યુનું દ્વાર મહાજીવનમાં ઉઘડતાં
શું ન રહે જીવનની ઝનક બાકી?

૬૫

કોણ સૌંદર્ય એ મૃત્યુનું નિરખશે?
        કોણ જોશે બધી એની લીલા!
જીવનના ઘોરતમ વાદળે પાડતુ
        જાય એ કેક બહુરંગી ચીલા,
અન્તની પૂર્ણતા વદનમાં નહીં દિસે,
        તદપિ જ્યાં સિંધુઉરમાં મળે ત્યાં;
જીવનની પૂર્ણતા, જીવનની દિવ્યતા,
        જીવન એ મૃત્યુદ્વારે ધરે ત્યાં.

દારૂખાના થકી અગ્નિબાણો ઉડે,
        ને ચડે જ્યાં લગી દારૂ છૂટે,
તદપિ સૌંદર્યશોભા ખરી બાણની
        તો ઝગે ગગન જ્યાં બાણ ફૂટે!
સૂર્યના અસ્તમાં હોય રમણીયતા,
        જાય એવી ઝનક જીવનઆરે
ઢળિયા શીંગના મ્હોર વેરાય ગા
        બાગના ભવ્ય મોઝા કિનારે!

૬૬

સિંધુનું નીર આકાશમાં જઈ ચડ્યું,
ને તહીં વાદળું તે ગણાયું;
વાદળુ તેજ પાછું નીચે ઉતરતાં
નામ વરસાદથી ઓળખાયું;
એજ વરસાદ ધરણી ઉપર વરસતાં
ઝરણ ને નદી થયાં સજળ વ્હેતાં;
નદી ફરી નીર એ સિંધુમાં રેડતી:
એજ રહે નીર બહુ રૂપ લેતાં.

વિશ્વચૈતન્ય છે એક, ત્યાંથી ઉડે
અણગણ્યા કૈંક ચૈતન્યતણખા:
જ્યાં પડયા ત્યાં નવે રૂપ ઓળખાય, પણ
એક માળાતણા એજ મણકા;
નવનવા રૂપ તણખા બદલતા રહે,
નવનવી રીત દે વિશ્વસેવા:
રૂપ બદલાય તેથી કશુ થઈ ગયુ ?
વિશ્વ તો ન્હાય ચૈતન્ય રહેવા.

૬૭

જે હતુ તે જતુ. જે હશે તે જશે·
જે ના છેજ તે તેમ રહેશે
સૂર્ય ને તારો ઝમુકશે, ભાગશે,
તદપિ આકાશ રહેશે હમેશે
બિંદુથી વાદળુ વ્યોમ જઈ ખેલતુ,
વારિ વરની થતુ તુમ ત્યાથી,
બિંદુજળથી થયુ વાદળુ, તો પછી
વાદળાનુ થયુ વારિ ક્યાથી?

જગતથી તુમ તો નહીં કશુયે થતુ
રૂપ બદલાય છે મનકેરે,
સૂર્ય શુ કિરણ આવે અને જાય છે,
કિરણ જાતા થતુ તિમિર ઘેરે,
તેની તે માટીના ઘાટ જુજવાં થતા,
તેનુ તે કિરણ રહેતુ ઝમુકતુ
જનમથી શુ થયુ? મૃત્યુથી શુ ગયુ?
ઘટકજળ રૂપમાહીંજ ટપકતુ'

૬૮

મૃત્યુમા અત શુ મન આવી ગયો ?
એજ શુ જીવનનો હોય છેડો ?
મન આ જ્ઞાનનો લોપ શુ ત્યા થશે ?
તિમિરમા બૂડશે જીવનબેડો ?
જ્ઞાનનુ ભાનનુ મૂળ ચૈતન્ય જે
સ્વપ્ન ને કલ્પનામા નિરમતુ
તે પછી ઘોર નિમગ્નનિદ્રા વિષે
જગતથી શુ સદાનુ વણસતુ ?

તેજમતાન ચૈતન્ય જઈ સત્વમા
શુ ન રહેશે ફરી રૂપ એવે ?
તામસી માડી અધારની પુત્રી આ,
તે બને એજ અધાર એવે
તેજ ને ઉષ્ણતા અગ્નિનુ જીવન છે,
તે જતા અગ્નિની રાખ રહેશે,
શ્વાસ ને હૃદયસ્પંદનજ નથી માનવી
ક્યા પછી એનુ ચૈતન્ય રહેશે ?

૬૯

મૃત્યુ જો મૃત્યુ જેવુંજ દેખાય ને
    મૃત્યુથી જો જતે સૌ ભુલાઈ
ખાકીના સાથ ચૈતન્ય પણ તૂટી જો
    ન્હેત પાછળ ન વ્યક્તિત્વ કાંઈ
તો પછી પરમ પ્રભુરૂપ જે સ્નેહ આ
    તે સુધા સતત વરસાવતે ક્યાં?
જગતનું તન સૌ સ્વાર્થમાં ઝગડતાં
    ઉરતનું ધ્યેય ઉન્નતને ક્યાં?

મૃત્યુ પાછળ નથી કંઈજ, એ વાત તો
    હૃદય આ આપણું નહીંજ માને,
હૃદયમાં જે રહ્યો સ્નેહ આ ઉભગતો
    તેહ પરસ્વાર્થમાં પણ પિછાને
સ્નેહ નહીં હોત તો જ્યોતિ આ જગતની
    વાગતે ભાન બળની સતની
સૂર્ય દે તાપ પણ નહીં કશું તેજ દે
    તો પછી અધતા છે જવાની

૭૦

મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો
જીવનની સીડીને ક્યાં ટકાવો ?
જીવન આધાર વિણ લટકતું આ રહે,
પડી જતું કેમ એને બચાવો ?
મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો
જીવન અર્પણ કરે સ્નેહ ક્યાંથી ?
માનવીની બધી દેવલીલા જગે
સતત ઉભરાય આ નેહ ક્યાંથી ?

કે દિવાસો બધી આ દિગંતે . ઊભી,
સાંજ નહીં સૃષ્ટિનો અંત આવે ;
દૃષ્ટિથી દૂર સફરી જતાં સાગરે
નહીંજ સફરી ડૂબેલી જણાવે ;
સૃષ્ટિ પાછળ રહી સૃષ્ટિ બીજી કંઈક,
સતત રહે પડ પછી પડ ઉઘડતાં :
જીવન પાછળ ન કયમ જીવન બીજું રહે
મૃત્યુનાં પડ પછી પડ ઉપડતાં ?

૭૨

જીવન ને મૃત્યુના ખેલ ખેલાય, ત્યાં
માનવીએ કર્યું હોય રોવું ?
જે ન નિર્જનું હતું તે થયું નવ થતું,
તે જતાં શું રહ્યું જગત ખોટું ?
જીવન કે મૃત્યુ એ કો નથી માનવી,
માનવી સાથ છો એ જડાયાં;
એકને ભાગનાં અન્ય બાકી રહે :
માનવી તોય શે રહે ઠગાયાં ?

જીવનનું ગાન છે પરમ મોહે ભર્યું,
તો નથી મૃત્યુનું નૃત્ય કમની,
એકના સૂર તનનાટ જગવે બધા,
અન્યની લયલીલા શાંત રમતી ;
મૃત્યુના ઘાટ પર જીવન ખેલી રહ્યું,
માનવીએ મૃત્યુ માણી લેવું .
ગાન પૂરું થશે, નૃત્ય પણ અટકશે :
તોય એ એકનું જાદુ કેવું !

૭૩

ફૂલ ખરતા વસતે ન ઝાખપ પડે
ધૂળ ભરતા ન ઢકાય ભાનુ
તોય કંઈ અલ્પ આ માનવીજીવન તો
લાગતુ એવુ મોઘુ શાનુ?
એજ વ્હાલા સખા એજ સ્નેહી સખા
એજ આ ગામ ને ઠામ ત્યાગ,
આખ મીંચ્યા પછી થાય અંધારું, ને
જીવન તૂટ્યા પછી સર્વ સ્થાન

જીવનની પાર શુ આ તુરગમા રેનશે
જીવનસરિતાતણો એજ ફેરો?
દેહ છોડ્યા પછી આમ પરજીવને
ખેલશે એજ કે અન્ય ખેલો?
ભેખ આવી કહું વાત નિશ્ચિત બધી?—
તોય કંઈ હૃદયમા થાય ધ્યાન
ફૂલ ખરતા વસતે ન ઝાખપ પડે
ધૂળ ભરતા ન ઢકાય ભાનુ!

૭૪

વિશ્વની વ્હેતી આ અભંગ સરિતા ઉપર
જીવનના બુદ્‌બુદો સતત ઊઠે,
સર્વ એ સાથ ધમડાઈ આગળ જતા,
નવનવા ઊંતા કંઈક પૂરે;
ઘડીક એ ચમકતા ક્ષણિક સૌંદર્યમાં,
રાખતા જીવનનો ગર્વ એમા;
ફીણના અશ્વ કૂ કૂ કરી દોડતા,
થાય ઉન્મત્ત એ સર્વ તેમા.

બુદ્‌બુદો સર્વ ધમડાય એ રેલમા,
જાય અથડાઈ એકેક સાથે,
શક્તિના પૂર પર પૂર આવે પૂંઠે,
બુદ્‌બુદો લઈ રહે બાથ બાથે,
ક્યા સુધી ચાલશે કલહ ખેલન બધા?
એક પછી એક સૌ જાય ફૂટી,
શક્તિમા સર્વના જીવન પાછા શમે,
કોઈ નહીં શક્તિથી જાય છૂટી.

૭૫

હોય એવાજ બુદ્બુદ સમું જીવન આ,
તોય એ વ્યર્થ છે કેમ કહેવું?
વહન સરિતાતણું છેજ બુદ્બુદ ભર્યું,
બુદ્બુદો સાથ છે નિત્ય વહેવું;
બુદ્બુદો જાણના વહન કરીએ અમે,
જીવન જીવીએ અમે આપબળથી;
તદપિ સરિતાતણું પૂર વહેતું રહે,
ને ધકેલે બધા સર્વ સ્થળથી.

રજનીમાં એજ બુદ્બુદ સમા તારકો
એમ દેખાય સૌ વહન કરતા;
જીવન શું તેમનાં વ્યર્થ કહેશો કદી?
કો તણાવે કિંવા આપ તરતા?
આત્મ કો જ્યોતિભર ગોળ ગુંબજ દીપે
બુદ્બુદોના અને તારકોના:
વિશ્વસરિતાતણા સર્વ છે અંગ એ,
કેમ કહું વ્યર્થ અવતાર કોના?

૭૬

જીવનનુ મૂળ વિધવિધ રૂપે જગતમા
        મનન ઉગે થવા બાળ ગેતુ,
એક બોલી રુદનનીજ તે જાણતુ,
        પળપળે આસુથી આખ ધોતુ,
જ્યોતિ ને તિમિર ઘડઘડ ભગે ને મરે,
        એક તે ઝાલતુ મુઠ્ઠીમાહીં,
જરીક કઈ હાસ્યની રેખ હોઠે તગે,
        કે રુવાડે રુદન આવી ત્યાહીં !

હાલતો એ કહે રુદનસકેતથી,
        જીવન જાણે જીવાતુ રુદનમા,
બુદ્ધિ ખીલતી જતા આખ ખુલતી જતી,
        નવલ રસ ભાસતો ત્યા જીવનમા,
બાળનુ રુદન એ જાય ઝાંખુ થતુ,
        જીવન ખીલતા ખીલે જીવનવાણી,
મુક્તિ ખોલતા રુદન નીચે પડે,
        જ્યોતિ લે જીવનઆનદ માણી !

૭૮

જીવતું મૃત્યુ છે જીવન આ તેહનું,
જેહને જીવન આ વ્યર્થ લાગે
પળપળે લાખ શત ઉઘાડી મને
જીવનનો સર્વ આનંદ ભાગે,
જ્ઞાનનો મહામેઘો જોગ ચાલી જતો,
મેઘ વરસી જતો વ્યોમમાંથી
નહીં ઝીલ્યા અમૃત કો એક અંજલિ ધરી,
પામશે જીવનરસ એમ ક્યાંથી?

જે દીવાલો કરે આસપાસે ઊભી,
ને સૂએ માંહી અંધાર ઓઢી,
તે નહીં દિવસના તેજ પામી શકે,
ખોય ત્યાં સત આનંદ પોઢી,
ફૂલ નહીં જોય નિજ રંગ સૌરભ કશું,
તદપિ શણગાર નિરખે શરીરે,
તો પછી વ્યર્થ છે જીવન એ ફૂલનું,
જીવતું મૃત્યુ એ જીવન ચીરે!

૭૯

પૃથ્વી પર જીવન આ પ્રથમ છે આપણું,
કે હશે જીવન બહુ એમ જીવ્યા?
વિશ્વપટ આ ગુંથાતું જતું પૂર્વથી,
શીવણ તેના હશે શું ન શીવ્યા?
જીવનની જ્યોત આ જીવનથી જ છે ઉગી,
કે હતી જ્યોત એ અહીં મહાની?
સૂર્ય આ જેમ ઝળતો નહુ ધામમાં,
તેમ એ જ્યોતની શી નિશાની?

જીવન જીવ્યા હશે પૂર્વમાં, તોય તે
જીવન જાણી કશો લાભ કરવો?
જ્યોત આજે બળે છે નવું જીવનમાં,
એજ નવજીવનનો પૂર્ણ પન્થો,
સૂર્ય ઝળતો ઉગે રોજ આકાશમાં
પણ ન આમશ એ રોજ મનખું.
જે ગયો દિવસ તે જૂની દેની ખુશી,
પૂનરિરમણનું એજ પરખું.

૮૦

અણગણ્યા યુગતણા વર્ષ ક્રોડો ગયા
માનવી આજ જેવો મગજના,
ધરતીકંપો મહાગ્નિ ને હિમ વિષે
પ્રકૃતિ ઘડાઈ નિજ આજ ગજના,
પહાડમુખ આગના કંઈ ફુવારા ઉડ્યા,
સિંધુહોડે ધરણ શીર્ણ આવ્યા
પૃથ્વીને એમ ખેડી પરમ ચેતને
માનવીપ્રકૃતિના બીજ વાવ્યાં !

કંઈ ગરદ ને ધમતો વહી પૃથ્વીમાં,
છોડ ધીમે ધીમે ફૂટી આવ્યા,
જંતુ ને પ્રાણીઓ કંઈક આવ્યા—ગયા,
વર્ગના વંશ કંઈ કંઈક ઝીલ્યા,
જીવનનું વૃક્ષ ફાલ્યું પછી આખરે
ફળ ઉગ્યું માનવીરૂપ અને,
જીવનના ગુણકિરણ એમ થઈ એકઠાં
માનવીરૂપ ઘડ્યું ગમ્યેક !

૯૨

વિશ્વના કંઈક અગણિત રૂપોમાં ની
માનવી આખર જન્મ પામ્યો
ને પોતાણી છે જયશ્રી ભરી
સર્વનો પ્રાણમહિમાય જાણ્યો,
મનના ગુણ ન્યાં અનન્ય ગુણાઢ્યને
એક આ માનવીહૃદયમાંહી,
ઉન્નતુ એ પગેરૂ ચનારી જુઓ,
માનવી આનિયો ક્યાંથી આહા !

માનવી આવતા જ્યોતિ નવની ઉગી,
કંઈક નવ જડ ગ્યું વિશ્વપારે,
ઝરણ ને વાયુ કંઈ ગાન ગાતા થયા,
દેવ ઉડતા ન્યાં વ્યોમમારે,
કંઈક સંદેશ મધ્યા ઉના દેતી થઇ,
કંઈ પરી ક્રીડિયા કરતી કૂવે
માનવીથી બન્યુ વિશ્વ આ ગોનતુ,
આજ તો સૃષ્ટિ ભરપ્રાણ ઝૂને !

૮૩

જે જીવે તે ન જગમાં જીવે એકલું
    કે જીવ તે ન નિજનેજ માટે,
જે મહાજીવનનો જીવન આ અંશ છે,
    તે સકળ જીવનને જોડી આપે,
જીવન આ સર્વ સાપેક્ષતામાં નહીં
    જીવનસંજોગ અન્યોન્ય દેતાં
જીવન જ્યાં જાય નિજ કાજ લેવા કંઈ,
    જીવન શું અન્ય આપી ન રહેતાં?

દાંડિયા નામ જે ઘેરિયાઓ રમે
    તે ગુંથાયાં જીવન સર્વ તેવાં,
દાંડિયા બીજાના જાય પોતાતણા
    ને બીડે અન્ય શું તેમ લેવા!
તાનમાં ચૂકી બેતાન જે થાય તે
    જીવન આનંદ પોતેજ ખોશે
પર વણાતા તૂટી તાર અળગો પડે,
    તે પછી પર વિશે કેમ સ્હોશે?

૮૪

છે બન્યું જગત પ્રત્યેક જીવનથકી
તેજ જીવનથકી હોય જાણે:
પળપળે જે થતું જાય તે જીવનમાં,
તે થયું નિત્યથકીજ એમ માને;
જે થતું જાય તે કોક પળ માટ એ
થાય છે વહન સર્વે ક્રિયાનું;
કંઇક ખોતું જતું, કંઇક લેતું જતું:
વહન નિર્માણ છે કંઈ કર્યાનું.

બીજ જ્હને પડ્યું ભૂમિમાં, ત્યાંથકી
ભૂમિ રસ પૂરતી બીજમાંહી,
બીજમાંથી પછી છોડ ફૂટી વધે,
ઝાકળે નિત્ય સિંચાય ત્યાંહી;
છોડ માટેજ ત્યા વાયુ વાતો રહે,
સૂર્ય ને ચંદ્ર ને મેઘ પોષે:
છોડ પર ફૂલ ને ફળ પછી આવતા,
તેથકીજ માં થયુ જીવન જોશે!

## ૮૫

ફૂલ કે ફળ ગમે તેવું એ હોય, પણ
જગતને કાજ એ છે અગતનુ;
જીવન હો ફળ ગમે તેવું, પણ આખરે
તે ધપાવે જીવન કુલ જગતનું;
જો મહાજીવનનુ સુદ્દ આ ચાલતુ,
ત્યાં મકડી જીવનની થાય બની;
જીવન પ્રત્યેક તેનોજ સૈનિક બન્યુ,
જ્યાં મહાજીવનની આણ વર્તી!

કદિક નક્ષત્રની ટુકડીઓ જાન પડી
તાગ્યા સ્થાન નિજ નિજ તપાને,
વિશ્વની કો મહાયોજના કાજ એ
ઘૂમી રહ્યું સર્વ નિજ નિજ પ્રમાણે;
લઘુ ગુરુ ઊર્મિઓ ઉછળતી ગગનની
સકળ સાગરજીવન બન્યે ગર્ભે·
જીવન પ્રત્યેક એ આપણુ એમ બને
આ મહામાનવીજીવન આખે!

૮૬

માનવી જીવનને શું પિછાને પૂરું,
જીવન આખી ગુહા શું જણાતું:
જે ગયો તે જતો મહીંજ ગુંચાઈને,
નિબિડ અંદર ગહન ઘુઘવાતું;
નહીંજ કો માર્ગ બીજે જડે નિકળવા,
એક દિગ્ભ્રાન્ત પણ કે ડગી ત્યાં;
જીવનની એવી આખી ગુહા ખોળતાં
ઓલિયા પણ ગયા કે ડગી ત્યાં,

તોય ગર્વિષ્ઠ એ માનવી શા દિલે!
કૈક બકવાદ એ નિત્ય કરતો:
જીવન આ પૃથ્વીનું નવ પૂરું સમજતો,
તોય પરજીવનના સિંધુ ભમતો!
જીવનને પિંજરે જે પુરાયો રહે,
ને કરે વાત આકાશકેરી!
પિંજરે પાંખ ફફડાવતો માનવી
ક્યાં સુધી પુગશે પિચ્છ ચીરી?

૮૭

જ્યાં સુધી જીવનનો અગ્નિ જળતો રહે,
ત્યાં સુધી જીવનની તેજ જ્યોતિ;
જાય બળનાં ઉપર ગગનને ચુમવા,
જ્યોતિની દૃષ્ટિ એ ઊર્ધ્વ પ્રોતી;
ઘડી ઘડી ધૂમ પણ આય ધુંધવાઈને
જ્યોતિની દૃષ્ટિથી ગગન ઢાંકે:
ધૂમ ચડતો જતો, રાખ પડતી જતી:
જીવનનો અગ્નિ નિજ અવધ આંકે.

માનવીજીવનના કુત્સ્ય અભિશાપ શી
શું જશે ઊડી એ ધૂમ જેવા?
જીવનની શક્તિ પળપળ ઘટી શું જશે
જીવન એ રાખ જેવુંજ કહેવા?
તોય એ રાખ ને ધૂમની પાર પણ
શા ફરે જીવનના અગ્નિતણખા!
નકળ અહાંક પણ તેજ તણખા રમે.
તો નથી આપણા અર્થ મનખા.

૮૮

જીવન ક્યાંથી મળ્યું એ પૂછે સાર શો ?
જીવન જે છે મળ્યું તેજ સાર,
વિશ્વમાં જન્મીને વિશ્વમાં મરી જતાં
ફરી કેમ સમજશો ગતિ વાર ?
જીવન જ્યાંથી મળ્યું ત્યાંથી આગળ જતું
વિશ્વનો એજ છે ક્રમ સ્થપાયો,
જે ગયું તે બધું વિશ્વસચિન બની
નવન મહિનતણો થાય પાયો

તો પછી અંતમાં શું હશે આપણે
જાણવા તે કશો મળ ખોળો ?
જે ગયું તે ગયું, તેની કંઈ વાટને
નિરખતાં નવ કશો લાભ જોવો
જીવનને સફળ આગળ ધપાવી ફરો
અંતને જોય તે નર શૂરે
રાત્રિમાં તારનાપુષ્પને નિરખતાં
પૃથ્વીના હૃદયમાં ફૂલ ફૂટે !

૯૦

જીવનનું મૂલ્ય નહીં કોઈ પણ કરી શકે,
    જ્યાં સુધી જીવન એ જાય વ્હેતું;
દિવસ કેવો જશે અમુક આખર સુધી,
    એ નિયમમાંજ તે કોણ કહેતું?
જીવન જીવનાર પણ કોઈ નવ કહી શકે,
    કે ન જાણી શકે સત્ય આછું:
મૃત્યુની મ્હોર જ્યારે જીવન પર પડે,
    થાય ત્યારે જીવનમૂલ્ય સાચું!

જીવન આ છે ઘણું મૂલ્યવંતુ જગે,
    જીવન પેલું દિસે છે નકામું,—
કેમ કહેવાય એ જીવનવ્યાપારમાં,
    જ્યાં સુધી ચાલુ છે જીવનનામું?
કાલ આ જીવન ખાતે ઉધરશે કશું,
    ને જમા કંઈ થશે જીવન પેલે:
જીવનનું મૂલ્ય છે મૃત્યુની મ્હોરથી,
    મૂલ્ય ત્યાં આવશે આપમેળે!

૯૧

જીવનની પૂંજી ગણશો નહીં દોલતને,
જીવનની પૂંજી નવ હોય નાણે;
જીવનની પૂંજી તો તેજ, જે જગત આ
જીવનની પાસ માગે વિધાને;
જગત દાવો કરે જીવન પ્રત્યેક પર,
ત્યાં ઠરે કેટલું જીવન આપી;
જેટલો હોય દાવોજ એ, તેથકી
જીવનની પૂંજી લેવાય માપી!

જીવનની પૂંજી વધતી જાને જેમ એ,
તેમ દાવાય વધશે જગતનો;
ઝુંપડી, મહેલ, મેદાનમાં ટાંગશે
દીપ રહે જેમ જેવો અગતનો;
જગત દાવો કરે સર્વ આ જીવન પર,
તેજ માં જીવનનું મૂલ્ય આંકે:
જોઈને કે તેટલી સૂર્યની પૂંજી છે,
ચંદ્રની છે કમી ગણવાકે!

૭૨

જ્યાં સુધી જગતને જીવન આપી શકે,
ત્યાં સુધી જીવનનું મૂલ્ય લાગે,
જીવન પ્રત્યેક એનું નગ તીર્થ છે,
જગત ત્યાં આનતું કંઈક માગે,
જીવનની પૂજા નહીં આપણે આકીએ,
જગત જે આકશે તેના નાણો,
જ્ઞાની ખાણું છોડી, જતું જગત આ
પૂજના વાગનો વ્યર્થ પ્હાણો!

જ્યાં સુધી જીવનમાં કંઈક અમૃત હશે,
ત્યાં સુધી આનંદે જગત પામે
જગતનું જીવન નિજ અમૃતે પોતું
જીવનપ્રભુતા ખરી એના ભામ
જીવનમાંથી અમી જાય જ્યારે ઉડી,
જીવન ત્યાં મૂલ્ય તેનું ગુમાવ
અગ્નિનો પાર મૂકાઈને જે પડ્યો
ત્યાં ફરીથી ન [illegible] તીર્થ આવે!

૮૩

જીવનનું મૂળ અંધારમાં છે ગહ્યું
છેક અંધાર અજ્ઞેય એ તો,
આજ આ રૂપમાં માનવી જે દિસે
તે હશે આવિયો ક્યાંથી વ્હેતો?
ક્યાંથી અંધારમાં કિરણ ગોપાયું એ,
ને ઉગી ત્યાં ઉષા જીવનકેરી?
વિવિધ રંગે મઢ્યું ગગન એ આજની
દે ભૂમાની તિમિરછાય ઘેરી

રમ્યઘેરા દિસે જીવનના રંગ એ,
જીવનસૌંદર્ય એમાંજ ખીલે,
પળપળે રંગ પણ સર્વ બદલાય એ,
જીવનની મોહિની જીવન ઝીલે,
જીવનનું ફળ નથી જીવનના રંગમાં,
પણ જીવનશુદ્ધિમાં જીવન ફલે
ગગન જ્યાં વ્યાકુલ કરમાય ત્યાં
શુદ્ધ રવિજ્યોતિફળ ગગન સૂતે!

૯૪

દિવસ આ રોજના રોજ જે આવતા,
તે નથી તેજ પણ અન્ય ભાસે:
કાલથી આજ જૂદીજ દેખાય કંઈ,
આજથી કાલ જૂદી જણાશે;
જે ગયુ તે ફરી નહીંજ કંઈ આવતું
તેમનુ તેમ આ જગતમાંહી:
દિવસ આ છે જૂદા, માનવી પણ જૂદા,
તોય છે નામ તો તેજ આંહી.

રજની આ જાય ને ગગન આવે ઉષા,
ને ઉષા જાય ત્યાં દિવસ ઝળકે;
દિવસ એ જાય ને હાસ્ય સંધ્યા કરે,
જાય સંધ્યા અને રજની પલકે·
એમના એમ છે ચક્ર ફરી ચાલતા,
એમનાં એમ સૌ જાય આવે.
જીવન પણ એમ દીસે જતા આવતા,
પણ નહીં તેનુ તે રૂપ લાવે.

૯૫

કુસુમકળી તો પ્રભાતે ઊગી ખીલતી,
  પાંદડી ખેરવે સાંજ પડતાં,
ને પતંગોય નાના દિને જન્મીને
  ગતના દીપને ભોગ ચડતા,
માન કે વર્ષ કંઈ નવ ગણે પોપટી,
  જીવન છે માત્ર થોડી ઘડીનું
ટુંકું હો તોય આનંદમગ્ન જીવન એ
  લઈ—દઈ રમ કરે હૃદય ભીનું.

સાઠ સિત્તેર કે વર્ષ સો જીવતો,
  તોય કંઈ માનવી નહીં ધરાતો:
આ ગયું, તે ગયું, ધાર્યું કંઈ નવ થયું
  રોજ એવો અસંતોષ ખાતો,
કાળની પળ ગમે તેટલી ખેંચતા
  જીવનસૌંદર્ય વધતું ન કાંઈ.
જન્મીને જીવવું તે નહીં જીવવું—
  જીવન સુંદર જીવે તે નવાઈ!

૯૬

મનુજનું હો કિંવા હો પશુપ્રાણીનું,
ફૂલનું હો કિંવા ધૂળનું યે,
આગિયાનું કિંવા સૂર્ય તારકતણું,
સૂક્ષ્મનું હો કિંવા સ્થૂળનું યે :
જીવન જ્યાં હોય ત્યાં જાય કંઈ બોલવા,
બોલવા બોલ કંઈ હૃદયકેરા;
છોડ ઊગે, ફૂટે ફૂલ ને રંગ ત્યાં—
જીવનનો જોગ કંઈ એ અનેરો!

ફૂલકળીમાં ય સૌંદર્ય બંધાય, પણ
જીવનનું હાસ્ય નહીં તેહ મૂકે;
બુદ્‌બુદોમાં ય રવિકિરણ બીડાય, પણ
તેજની ઝલક નહીં એક ચૂકે,
કુમ્મમે ચાંદની જાય ગુંચવાઈ, પણ
નહીંજ એની સુધા પલક અટકે·
જીવન હે જગતને જીવનનું તેજ મી,
માનવી તો પછી કેમ ખટકે?

## ૮૭

માનવીજીવન આ જગતમાં ઝબુકતુ
વિશ્વને ઘડીક ઝબુકાવી રહેતુ,
ઘોર અંધારમાં ચમકતી વીજ શું
સકળ આકાશને તેજ દેતુ,
સૃષ્ટિ કેમ પ્રસંગો રચાયા હશે,
તેમ આ સૃષ્ટિ ધીમે વિકાસે·
માનવીકલ્પના સૃષ્ટિમાં ઝબુકતી
સર્જનો નિજ ધરે સૃષ્ટિ પાસે.

રજનીના ઘોરતમ શ્યામપટ પર ઘડીક
સહજ મારે ઉષા લાલ પીંછી;
તપનની ગોપભર ભૂમિ પર મેર પણ
સહજ વિખરાય નિજ અમૃત સિંચી:
જીવનસૌંદર્યમાં પરમ સૌંદર્ય છે,
જીવનની હો ભલે ટુંક મઝી·
પરમ આનંદની મેઘધનુ—પોપટી
વાજે એમી ઘડી જાય ઊડી!

૮૮

સરિતના વહન શું માનવીજીવન પણ
સતત વહેતુ રહે તોજ સારૂ,
નવલ નિર્મળ પળેપળ વહી જગ મહીં
બળ અતુલ આપતું એમ ન્યારૂ;
જળ સરોવરતણા જાય બંધાઇને,
બાંધના તેહ પોતેજ સીમા
જીવન નિજ વર્તુલે માત્ર ફેરણુ ફરે,
તે ન જાણે જીવનનો મહિમા.

જીવન પોતેજ બંધાઇને જે પડે,
તે જીવનના ન કો બંધ તોડે.
આપતુ, વેરતુ, ખોતુ, ખખેરતુ,
જીવન રસ જોગને જગત જોડે,
શિર ઉપર હિમતણા ઢગ ધરી રાચતો,
ઓજ તે પહાડ પોતેજ ધારે,
પણ ઝરણ જળતણા જે વહાવે અરે,
તે જગત પે ઉપાડી પુકારે'

૯૯

રાત ને દિવસ નિજ ચોપડો વિધિ લખે,
નવનવા ખોલતો જાય ખાતાં,
કૈંક કર્મો જમે, કંઈ ઉધારે ક્રમે,
જાય વણગેર ખાતાં લખાતાં;
પળપળે બંધ પણ કૈંક ખાતાં થતાં,
પળપળે ડૂબતા જેમ તારા,
જાય જૂનાં વળી થાય કંઈ નવનવાં.
જીવનની નોંધના એ ઉતારા

જીવન કંઈ કંઈ ઉધારે લઈ માગતું,
જીવન કંઈ કંઈ ઉધારેય દેતું.
ક્વચિત લેનાર દેનાર ભૂલે, છતાં
ચોપડે નહિ નોંધાઈ રહેતું,
કૈંક બેરીજ ને બાદબાકી થતી,
કંઈ ગુણ્યું ભાગતાં રહ્યું ન જાણ્યું
છે હિસાબે જમે કે ઉધારે રહ્યું?
કે મળી જીવનની એક બાજુ!

૧૦૦

જીવનની રમત આ કર્મે શું ખેલવા
માનવીઆળ જગપાટ બેસે;
ઘડીક એ રમકડે ખેલતો, રાચતો,
ઘડીકમાં તોડી દે કોક દેસે;
એક પછી એક કંઈ નવનવાં આવતાં,
કૈક ઝુલી રહે, કૈક જલી:
જીવનનાં રમકડાં ભાંગતાં જાય, ને
માનવી ઘડી રહી જાય ભલી.

જીવનની રમત એ જન્મથી આદરી,
નહીં મળે કંઈ ઘડી પણ વિસામો;
ખેલવું, તોડવું, રોવું ને રચવું:
કાળ નહીં જાય જરીએ નકામો;
રમતમાં કૈક રસ પામતો માનવી,
ત્યાં અચાનક ફરી થાપ ખાતો,
કૈક સમજે ન સમજે રમત કર્મની,
થાય પૂરું અરે જીવન ત્યાં તો!

૧૦૨

સૂર્યનું કિરણ અંધાર ભાંગી રહે,
જગતને તેમ આ જીવન ભાગે,
તિમિર શી જગતની લપસણી ભૂમિ પર
જીવન એ કેટલી વાર ગરે?
સૂર્યનું કિરણ સપડાય નહીં કાળથકી,
તો ફરી સૂર્યની સાથ સરતું
જીવનનું સત્ત્વ પકડાય નહીં, તો પછી
જીવન રહે જગત પર કેમ હસતું?

સૂર્યના કિરણને આગિયા કાચમાં
ઝીલતા કિરણ એ અગ્નિ ધારે,
સ્નેહ, સેવા અને શુદ્ધ સત્કર્મમાં
જીવનનું સત્ત્વ જગતે જગાડે,
કિરણ સળગે નહીં કિરણ ઝીલતું જગે,
તો પડતું કિરણ એ વ્યર્થ જાણો,
જીવનનું ફળ જગે જો ન ઉતર્યું કશું,
જીવન જીવ્યું કશું એ પ્રમાણો?

૧૦૩

વિશ્વદરબારમાં વિશ્વપતિનો હશે
માનવીઆત્મ પ્રિયતમ ગવૈયો,
વિશ્વનાં પરમ ગુણગાન સૌ ગાઈને
રીઝવી રાયના, એ રવૈયો;
માનવીઆત્મ તો આવ ત્યાં દિવ્ય કો
વિશ્વના નાથનું ગાન ગાવા;
વિશ્વવાડી સમી પૃથ્વી આ છે ગમી,
આવ લેવા નહીં પરમ લ્હાવા.

જન્મ પર જન્મ એ માનવી લે અહીં,
ગાન પર ગાન ગાતો અનેરાં;
જીવન પર જીવનની વાંસળી કૈક લઈ
ગાય તે ગીત બહુ રમ્યરંગાં;—
વાંસળી એક જો તૂટી તો શું થયું?
છે અમર સૂરનો પ્રાણ:
ગાન તે દિવ્ય નહીં થાય પૂરું કદી,
વાંસળી તૂટતી હો ભલેને!

## ૧૦૪

જગતસૌંદર્ય ને જગતખંડેર પર
માનવીબાળની દૃષ્ટિ ફરતી;
ઘડીક આનંદ, આશા અને સ્નેહ શું
શોક ને દ્વેષ પર તેહ ઠરતી;
મ્હેલ ને મંદિરો એક બાજુ ઊભાં,
ધૂળ ને રાખના ઢગ અવરમાં;
માનવીબાળનું સ્વપ્નસૌંદર્ય ત્યાં
સહજ સ્થપાય ખંડેરફરમાં.

સર્વ માધુર્યની થાય કટુતા નહીં,
સર્વ આનંદ ઢકાય શોકે:
જીવનના અગ્નિને ભારવા શું પડી
ધૂળ ને રાખ ત્યાં થોકથોકે?—
મ્હેલ ને મંદિરો વાળના ધૂળ થઈ,
અગ્નિને બાળતાં રાખ જામી.
જીવનનું ફળ જીવન ગાળવામાં રહ્યું,
તો પછી કેમ કટુતા નકામી?

૧૦૫

દુઃખમય હૃદયને જગત દુઃખી દિસે,
        દુઃખને હોય નવ કો સીમાડ :
પવનનાં શોકગાનો પડે કર્ણમાં,
        સિંધુના જોય દિનભર પછાડ ;
વ્યોમમાં શ્યામતા વહે નિરાશાતણી,
        ને ઝરે આંસુ ધગધગ થતાં ત્યાં ;
સૂર્ય રહે બાળતો, મેઘ રહે બોળતો :
        જગતમાં કોઈ સુખિયાં હતાં ક્યાં ?

પણ હશે જગત આ દુઃખ માટેજ શું ?
        શું રહે સતત અંધાર એમાં ?
કે રહ્યો સર્પઅંધાર મુખ ખોલીને,
        જગત આ નિત હોમાય તેમાં ?
જીવન આ દુઃખથી નહીંજ ભાગી જતું,
        દુઃખથી જગત હારી ન થોભે :
ધૂળ ને રાખ છો પૃથ્વીની ઊડતી,
        જગત આ તોય અડગેજ ઝૂમે !

૧૦૬

ક્યાં હશે સુખ જગે માનવી શોધતો :
સુખ હશે રાયને રંગમ્હેલે,
સુખ હશે શક્તિના પરમ અધિકારમાં,
કે હશે લક્ષ્મીની રેલછેલે ?
સુખ હશે મિત્ર સંતાન દારા વિષે,
સુખ હશે ભાવિ કે વર્તમાને ?—
ક્યાં હશે સુખ જગે, નિત્ય શોધી રહે,
આખરે શોધતો સુખ સ્મશાને !

રાયનું શિર રહ્યું સતત અસિધાર પર,
શક્તિનો ગર્વ તો ધૂળ ચાટે,
લલિત લીલા ચળે ચલિત લક્ષ્મીતણી,
મિત્ર સુત દાર સૌ સ્વાર્થ સાટે ;
ભાવિના ભેદ નવ કોઈ ભેદી શકે,
વર્તમાને જતુ જોતજોતા .
સુખ સમી વસ્તુ કો છે નહીં જગતમા,
માનવીમન વૃથા ખાય ગોથા.

૧૦૭

પાપ ને પુણ્યનાં જોડલાં જીવનમાં
સુખ અને દુઃખનાં ફળ ઉગાડે;
પાપ ને પુણ્યનાં બીજ ક્યાંથી જગે
માનવીને મળ્યાં જીવનઝાડે?
પુણ્યથી સુખ સદા દૃષ્ટિ સામે મળે,
તો પછી પાપની વાત ક્યાંથી?
પાપ ને પુણ્ય શું અણછૂટયાં છે જગે
માનવીનાં સતત જીવનસાથી?

પાપનો અંત્ય વિનિમય ગણો મૃત્યુમાં,
તો પછી પુણ્યનો હોય શેમાં?
જન્મ કે જિંદગી જેની ઉત્પત્તિ છે,
પાપનો તેજ અંધાર એમાં;
જગતમાં જોય સર્વત્ર અંધાર તે
માનવી છાય નિજનીજ જેનો:
બંગદર્પણુથણા ફૂટનાં નેજટણુ
અહીં તહીં પામતાં સહજ મ્હોનો.

૧૦૮

પુણ્યવાને સદા દુઃખમાં ડૂબવું,
    એજ શું રાહ છે જગતકેરો ?
ને ભલા જનતણે આંગણે પણ સદા
    સર્પનો કેમ હોકાય ડંગે ?
ભક્તનો બીકભંજન થતો કોઈ નહીં,
    ભક્તનું રક્ત શું દુષ્ટ કાજે ?
જે ન બદલો કશો જગતથી માગતો
    તેજ વધુ દુઃખમાં નિત્ય દાઝે !

પુણ્યને પૃથ્વીના ગજ્ય નવ જોઈએ,
    શિર પડે ધૂળ પણ ધૈર્ય રાખે;
ને ભલાઈ ન માગે કશી ભવ્યતા,
    સર્પને ફૂલ શું જોય આપે,
ભક્તિ તો પ્રભુ વિના નવ કશું ભાળતી,
    અચળ શ્રદ્ધા વિષે તાપ સેવે:
જગતને તો બધું બાળીને બોળવું,
    મનુજને કચવું ન્યાય એવે !

૧૦

કેમ આ આપણા દુખમા ડૂબતા
સર્વ આ જગત ડૂબાડી દેવુ?
વ્યર્થ આ આપણો દુખપોકાર શો
ફાડ આ વ્યોમને પાડી રહેવુ?
જગતમા સર્વને સર્વની છે પડી,
આપણા રુદનથી શુ વળે ત્યા?
પૃથ્વીની દુખજ્વાળા ઉડે બ્હાર, તો
પૃથ્વી પોતેજ તેમા બળે ત્યા!

દુખ તો થાય તેનેજ વ્હેવુ રહ્યુ
અન્યને અન્યનુ કેજ લાગ્યુ,
દુખ નાના કહો, દુખ મોટા કહો,
કોઈએ દુખ જાતે ન માગ્યુ,
ફૂલ પન્થી ખરે બિંદુ ઝાકળતણ,
ફૂલ ત્યા વ્યોમને કઈ પુકારે
પણ પ્રભાતે બધા ખોય નિજ તારના
વ્યોમ આ, ફૂલ તે શુ વિચારે?

૧૧૦

દુ:ખના ઝાડ ઉગતાં બધે જગતમાં
અન્ય કોઈ ક્યાં ઓળખાવે ?
ગામમાં શહેરમાં, જગને જગને,
પદપદે દેખતા પાર નાંવે
માનવીહૃદયમાં બીજ જેનું નખ્યું,
માનવીદૃષ્ટિમાં બિંબ તેનું
જન્મનું તૂર એ, જગતનું મળ એ
કેમ ભૂલાય ઉર સ્મરણ એનું ?

વિશ્વનું વૃક્ષ આ ફાલિયું ફૂલિયું,
મર્મ સાદર્ય એમાં સમાયું
તેજફૂળ ચટકતા દૃષ્ટિને દાગતા,
માનવી જોય તો લેજ ચાખ્યું
અગ્નિ વિણ તેજસાદ્ય ક્યાંથી મળે ?
વિશ્વને હૃદય અવતાર નમે
દુ:ખના ઝાડ એ અગ્નિ જેવા ઉગે,
તેજફૂળ માનવી તો જ પામે !

૧૧૧

પાપ ને પુણ્યના દેશ જુજવા દિસે,
સુખ અને દુખના વેશ જુજવા
તિલક છાપા કરી, તુલસીમાળા ધરી,
માનવી જાત મનવર્તિ પૂજવા,
તેજ અંધારના અનંત પડદા સરે,
ધૂપ ને શીતના ચક્ર ફરતા,
સ્વર્ગના બાગ એ, નરકના કુંડ એ·
માનવીહૃદય નવ ગામ ફરતા

દુખ ને દુખ જો જોય આ જગતમા,
તે ન જાણે અહીં સુખ કદાપી
દુખ માટેજ જો હોત દુનિયા કીધી,
તો કદી નરક ના જોત પાપી !
સુખ વિના પાપ નહીં, દુખ વિણુ પુણ્ય નહીં
વિશ્વનુ એજ ઊડું ઉખ્યાપુ
દિવસ વિણુ તાપના તીવ્ર વ્યાપાર ક્યા ?
રાત્રિ વિણુ ભવ્ય કયમ વિશ્વ માપુ ?

૧૧૨

મેઘ વરસે કદી રાતદિન વર્ષભર,
　　તો કશો ખેતરે પાક પાકે ?
થાય ભરતી સદા સિંધુમાં તો પછી
　　પૃથ્વી પર શું જમીન રહે જરાકે ?
સૂર્ય જો થાય નહીં અસ્ત કો કાળ તો
　　તેજ ને તાપથી સર્વ બાળે :
માત્ર આનંદ આ જીવનમાં હોય તો
　　જીવનની ધીરતા કોણ ભાળે ?

હોય આનંદથી દુઃખ કંઈ સોગણું,
　　તોય એ દુઃખ આનંદ માટે ;
હળ જમીન ચીરી ઢેફાં ઉપર કાઢતો,
　　તો વધે ભૂમિરસ પૃથ્વીપાટે ;
જીવન આ લાગતુ કટુજ જ્યાં હૃદયને,
　　ત્યાંજ છે જીવનનો મિષ્ટ માવો :
વાદળી વ્યોમથી જ્યાં તૂટે, ત્યાંજ લે
　　અમૃતવર્ષણતણો પરમ લહાવો !

૧૧૩

જગતમાં માત્ર આ તેજ જો હોત, તો
    તેજની કોઈ નહીં કરત પરવા;
હોત અંધારનું તત્ત્વ નહીં, તો પછી
    તેજનું નામ ક્યાંથી ઉચ્ચરત?
સુખતણી કલ્પના કેમ આવત મને,
    જો નહીં હોત કંઈ દુઃખ જગમાં?
વૃક્ષ સ્થાયી રહ્યું તે કશું કલ્પશે
    ગાઉ કે ગજતણું માપ ડગમાં?

દુઃખથી સુખ અને સુખથકી દુઃખ છે,
    એક વિણ હોય નહીં અન્ય એવાં;
એ જીવનયંત્રનાં ચક્ર મનુ જીવનને
    ઉડવનાં પક્ષીની પાંખ જેવાં;
એકને તોડતાં જીવન તૂટી પડે,
    તિમિર વિણ જીવનનું સ્વપ્ન ક્યાંથી!
વિશ્વમાંથી કદી કાઢી લ્યો પ્રકૃતિને,
    તો પ્રભુ પણ ઉડી જાય ત્યાંથી!

૧૧૪

માનવીજીવનમાં દુઃખનાં વાદળાં
ઘોર ઘેરાઈ આવે ઘડીમાં;
જીવનની જ્યોતિ ઢંકાઈ લાગે તળી,
તિમિરપદ આવતાં જોય ધીમાં;
આંખથી આંસુના મેઘ ધોધે વહે,
છાતીમાં થાય તોફાન ઘેરાં;
જીવનના મ્હોર તો સર્વ લાગે ખર્યા,
ને ઉડે સ્વપ્ન સૌ ભાવિકેરાં.

દુઃખની ચીનમાં દુઃખની તીવ્રતા
વિશ્વના અણુવીંધ્યા મર્મ વીંધે;
જીવનમાં કૈંક પડછંદ કુળા ઊઠી
જીવનને વિશ્વની પાર ચીંધે;
દુઃખમાં હૃદયના મોતીડાં નિગળે,
સ્વપ્નના મેલ સૌ ધોય આંસુ.
દુઃખનાં તિમિરમ્બર પાવન થાય, ત્યાં
વાણી હે જીવનની કૈંક પાનું.

૧૧૫

દુઃખ ને વેદનાથી શ્યું હારવું ?
વેદનામાંજ અધારવીના;
પૃથ્વીની માટી ફરિયાદ કદી નવ કરે,
હૃદય ફાટી ઉગે રોજ પીધા;
રેતીનુ રણ અનંત શુષ્ક નિષ્ફળ રહે,
નહીં ઉગે એક પણ છોડ જેમાં;
રેતીના રણ સમુ જીવન આ હોત, તો
ઉગત નહીં એક આનંદ તેમાં!

લાખ વર્ષો ઉપર માનવીજીવન આ
જે હતુ, તેજ શુ હોય આજે ?
માનવીજીવનમા ફુલ કઈ કઈ ઉગ્યાં,
ને નવા કઈ હજી ફરી ઉગે;
જ્યા નહીં વેદના ત્યા નહીં ફળ કશું,
આગને તાપ આપે પકવવા;
યુગયુગો કઈ ગયા, મથન કઈ કઈ થયાં,
છોડ પર ફુલ એકજ ઉગવવા!

૧૧૬

દુઃખ દુનિયા વિષે ક્યાં નથી, દાખવો !
    દુઃખ દુનિયાનું છે સ્થાયી હેતુ :
પ્રકૃતિને પ્રાણના આંસુથી આપવું,
    આપવું પ્રકૃતિ એ ચાહે જેવું ,
આપવું તો ખરી વીરતાથી બધું,
    હૃદય કાગ બની જીવન હોમે .
સિન્ધુ દે વારિ નિજ શોષવા સૂર્યને,
    ને મહા ઉછળતો મોજ માગે !

થાય તોફાન આકાશ ઘેરી બધું,
    પૃથ્વીમાં વૃષ્ટિ ને રેલ રેલે ,
સૂર્ય ગ્રસાય, અંધાર રેલાય ને
    સર્વ દેખાય ડુબતું કવેગે ,—
જાય તોફાન ને શાંતિ ફેલાય ત્યાં,
    થાય આકાશ નિર્મળ પછી શું !
જીવનઆનંદ તો જીવનસ્નેહે વધે,
    દુઃખ સુખનું જ વિવર્ણ નથી શું ?

૧૧૭

અણુહરથાં દુઃખને સહન કરતાં જગે,
એજ છે જીવનનો વિજય મોટો:
તેલની કોક તાતી કઢામાં પડી
ખીલતો જીવનનો ફૂલગોટો;
સહનતાકેરી આંખો ચગી રહે બળી,
ધૈર્યના પાદ નગધાર પૂગે;
તોય દંડના ન મૂકી સહે એ બધું
માનવીમર્દ નિજ વદન મગે!

આશાને ગણતાં આશ પણ દે દગો,
કે અગમ્યે દીધા થાપટ દે;
મન જાણે નહીં કાળ કાસે ફરે,
કે ડગે કેક ભામે પ્રમાદે;
દુઃખ નહીં તોડતું જીવનને કો રીતે,
જીવન જુએ ધરી શાન્તિ ચિત્તે:
ખીણને દેખતાં ખાઈ ચકરી પડે,
તેહ ગિરિશિખર તો કેમ જીતે?

૧૧૮

તેજ અંધારની પાર અવકાશમાં
એક નિર્મળ મહાતત્ત્વ વ્યાપે,
સર્વ તત્ત્વો ઝરી ત્યાંથી નિજ રૂપ લે,
વિવિધ મિશ્રણથી વ્યક્તિત્વ થાપે.
એ મહાતત્ત્વ છે મૂળ આ વિશ્વનું,
પરંતુ રમ સદા વિશ્વવૃક્ષે,
પરમ ચૈતન્યમાં અહીંક પથરાઈ ને
ખીલવવા વિશ્વસૌંદર્ય લક્ષે

તેજ સ્પંદન છે પરમ ચૈતન્યનો,
તેમ આધાર મહાતત્ત્વ કેરો
તેજ આધાર ગુણાદિને વિશ્વમાં
સકળ સંસાર સરજે અનેરો,
એ મહાતત્ત્વસંકેત અંધારમાં
જાય ચૈતન્યનું તેજ ફૂટવા,
એજ છે વહાલા વિશ્વઆતંતણી,
આશ જ્યાં તેજ આનંદ લૂટવા !

૧૧૯

માનવી જોય અંધાર આ જગતમાં
દુ:ખ ને શોકનો ઠામઠામે;
જીવનનાં ચિત્ર પ્રતિપળ સુધારા કરે
અબળ દુનિયાઃ વિધિન્યાય નામે;
જગતઆધાર આ જગત સર્જન કરે,
કે કરે જગતનો નાશ એને?
કે વસ્યો માનવીમાંજ અંધાર એ,
જોડિયો જન્મની સાથ જેને?

વાદળા પણ બધા સૂર્યસંતાન છે,
સૂર્યની જ્યોતિ નતાય વીજે;
જ્યોતિના ફલક ગો એમ અંધાર એ
માનવી આંખની ઝલક ભીંજે;
સૂર્યના ભવ્ય તડકા વિષે ઝબુકતી
વીજળી મેઘએ ક્યાંદી દીઠી!
ઝેર અંધાર નો ઝેર ત્યાં જ્યોતિ એ:
અમૃત તડકા વિષે છાંય મીઠી!

૧૨૦

જીવનના કલહને કો ન હરી શકે
ખળભળી ગેબ ફરિયાદ કરતા;
જીવનમાં અવનવું આવતું જાય, તે
અનુભવી લેવું મીં શાંતિ ભરતાં;
જીવનનો અર્ક આ વિશ્વ જે માગતું,
તે મળે એમ પિંડના જીવનને,
માટીનો પિંડ અકળાઈને શું કરે,
છે મહા વશ જીવનના મથનને.

જીવનની ડાંખળી પિંડમાં છે ઊગી,
ફૂલ તેનું ફૂટે આત્મમાંહી,
વાયુ તોફાનમાં નિત્ય ઝોલા ભરી
પત્રપુષ્પે રહે પ્રીથી લ્હાઈ,
પિંડને પિંડનું થો ગમે તે થવા,
હૃદયચૈતન્ય ધૈર્યે ઝગાવે
પાંદડાં પવનથી ત્રાસતાં ખડખડે,
ફૂલ તો શાંતિમાં મૌન ધારે!

## ૧૨૧

પ્રકૃતિની શક્તિ જ્યાં વિકસવા જાય, ત્યાં
માનવીને પડે દુઃખ આમે,
જીર્ણને તોડવું, નવીન કરી જોડવું
શક્તિ પ્રતિદિન મથે એ પ્રયાસે,
થાય સર્જન નહીં દુઃખગર્જન વિના,
દુઃખનો અર્થ છે એ જ પગે
વીજના રુદન ને થાય ઘનગર્જનો
ને સભર વર્ષનો મેહ શરો

માનવીજીવનને નેજ વિકસાવવા
પ્રકૃતિની શક્તિ એ મથન કરતી,
દેહમાં દેહના મથન વેદન કરે,
હૃદયમાં હૃદયનો ભાગ બનતી,
જીવનો કેન્દ્ર છે જીવન બદલાવવા
કેન્દ્ર વિણ જીવનની નહીંય ગતિ,
દુઃખદર્શન પછી થાય સર્જન નવું
દુઃખ છે શક્તિની પરમ નતિ!

૧૨૨

પ્રકૃતિની શક્તિ આ સર્વને તોડતી,
લાગતા શક્તિના ઘા નમેરા;
પાપ કે દુઃખ કહો, હોય કે અધમ કહો,
સર્વ ઉત્પાત એ શક્તિકેરા;
તોડતી તે ફરી જોડવાને બધું,
પાડતી અંત્ય આનંદ દેવા:
શ્રેયને વ્યક્ત કરવા જતું હોય સૌ,
શક્તિના એ ચમત્કાર કેવા!

સત્ અસત્ દર્શનો બુદ્ધિ ને શક્તિનાં:
સત્ બધુ બુદ્ધિનું તેજ ધારે;
બુદ્ધિ ને સત્ રહે વીંટી સૌ સૃષ્ટિને,
ત્યાં અસત્ શક્તિનું કાર્ય સારે;
એજ છે શક્તિ માયા, તમસ્ ને અસત્,
અહ્રિમન્ એજ જરથોસ્ત કેરો,
એજ સેતાન છે ખ્રિસ્ત મુસાતણો,
એજ આ વિશ્વનો રંગ ઘેરો!

૧૨૩

દૃષ્ટિ સામે થતા કૈંક ઉત્પાત આ
 જોઈને માનવી ધૈર્ય ખોતો,
ઘડીક આ પ્રકૃતિમા તુમુલયુદ્ધો થતા
 કંપતો અભય તે મને જોતો,
પ્રકૃતિના કૈંક પરિણામ નિત્ય દિસે,
 જોતજોતા મરે જન હજારો,
પ્રકૃતિની ક્રૂરતા જોઈ વિસ્મય થતો
 માનવી એમ મૂંઝે વિચારે

ધરતીકંપો થઈ નગર એ તૂટતા,
 તો નવી ભૂમિના ખ્યાતી,
થાય તોફાન ને વ્હાણ એ ડૂબતા,
 તો હવા પૃથ્વીની શુદ્ધ થાતી,
યુદ્ધ ને મરકીમા પ્રાણ લાખો પડે
 ને બને પૃથ્વી સમતોલ પાછી
ભાન કે ભોગમા જીવન વ્હેતુ જતુ
 શું જુએ માનવીદૃષ્ટિ આડી?

૧૨૪

પ્રકૃતિની શક્તિના સર્વ સ્પષ્ટીકરણ
    વિશ્વ પરિવર્તનોથી ચલાવે,
ધરતીકંપો, મહાવૃષ્ટિ, વંટોળિયા,
    પૃથ્વીમાં શુદ્ધિ પાડી સ્થપાવે,
બળુ બળુ થાય આકાશ ખુબ તાપથી,
    કંક સુકાય ખડકાય ખાડે,
એજ તાપે અમીવૃષ્ટિ વરસે નભે,
    એજ તાપે નભર પાક પાકે.

તો પછી દુઃખ સંતાપ ને ક્લેશ શું,
    ને બધા વેદનાના પ્રસંગો?
તો પછી શોક નિઃશ્વાસ ને આંસુ શું,
    ન્યાય અન્યાયના શા વિયોગે?
આ બધી વેદના, આ મુંઝવણ બધી,
    એકમેડીતણી એજ પગથી
એજ પગથી ઉપજ્યા જતુ સર્વને,
    તો જતુ કેમ ના વીર ડગથી?

૧૨૫

મત આ પ્રકૃતિ ને મહામળા જેવી છે,
નિત્ય અદ્ભુત મિ દશ એવું,
પરમ પ્રભુની જહીં સિદ્ધ અગ્નિ દ'
ત્યા ઊંચે પૂર્ણ મહાગાન તેનું,
પૂર્ણ નનાદ એ મહામળામાં વસે
મે કળાનત તે પૂર્ણ જાણે,
માનવીનું શ્રવણ અપ અધુરું રહ્યું
કેમ સંવાદ એ સિદ્ધ માણે?

જે હિમ નિનસ્વન્તા વિસવાદ અહીં,
તે હશે ગાનસૂરે અજાણ્યા,
મન અનાદસૂરે મહાવિશ્વ !!
માનવીએ હજી ના પિછાણ્યા,
નિત્યભાવો વિસંવાદ ને દુઃખ આ
જે મિ જગતમાં દામામે
તે બધા વિશ્વસંવાદના સૂર થઈ
વિશ્વના શ્રવણે ન જામે!

૧૨૯

કો મહાશિલ્પી કેન કળાભવન શું
ભવ્ય આ વિશ્વનું ભવન ભાસે,
કંઈ ઘડાઈ ઘડાતી અહીંતહીં પડી
આ કળામૂર્તિઓ આસપાસે
વિશ્વચૈતન્ય પ્રભુ આ રહ્યો છે ઘડી
મૂર્તિઓ સર્વ અદ્ભુત કળાથી,
રૂપ જેવાં તણી કલ્પનામાં રહ્યાં,
રૂપ તેવાં ઊઠે મૂર્તિમાંથી

આપણી મૂર્તિઓ છે ઘડાઈ રહી,
કોણ જાણે થશે કેવી અંતે?
જેવું પ્રભુકલ્પનામાં હશે રૂપ એ,
તેવું તે આ ઘડ્યાં જાય ખંતે,
ઝીણી એની સતત કોતરી આ રહી,
ઉપર પળપળ પડી રહી હથોડી
શિલ્પીએ ધાર્યું તે રૂપ ત્યાં આખરે
નિકળશે વ્યર્થ સૌ અંશ તોડી!

૧૨૭

સર્વ આ આપણાં જીવનની જગતમાં
મૂર્તિઓ જે રહી છે ઘડાતી,
અણદીઠી કો હથોડી અને છીણીથી
તે રહી પળપળે કોતરાતી;
આપણા જીવનની એજ છે વેદના,
એજ સંતાપ છે દુઃખઘેરા;
પળપળે તૂટતું જાય કંઈ જીવનથી,
ને ઊઠે ઘાટ અભિનવ અનેરા!

એ મહાશિલ્પી ને એ મહાકવિ તણી
પરમ સર્જનકળા છેજ એવી:
વ્યર્થ સૌ અંગ તોડી છાંગી નાખીને
મૂર્તિ કલ્પિત કરે સિદ્ધ તેવી!
તો પછી જીવનથી જે છણાઈ જતું,
તે થકી શોક શા કાજ કરવો?
વસ્તુ કે વ્યક્તિનો અર્થ નવ કંઈ રહ્યો,
તે જતાં ઉપડશે ભાર ગરવો!

૧૨૮

ઘાટ આ જે ઘડાશે જીવન આખરે,
તેની થઈ પ્રથમથી રૂપરેખા;
જીવન પૂરું ઘડાઈ રહે તે પછી
હે તહીં જીવન નિજ પૂર્ણ દેખા;
તો અધીરા થવું કેમ ગભરાઈને
વ્યર્થ ભયથી હૃદય ગુંગળાવી?
લઘુ જીવનનો રહ્યો કંઇક આનંદ તે
આજ શા કાજ દેવો ગુમાવી?

પાનખરમાં ખરે વૃક્ષથી પત્ર સૌ,
ને બને વૃક્ષ ત્યાં હાડપીંજું;
પણ રહે તેજ જોણે નવાંકુરથકી
તે ફરી ઝૂલતું ત્યાં ન દીઠું;
જે છણાયું, ગયું, તે નકામું બધું;
જે રહ્યું તે નવું તેજ ધારે:
સર્વ સૂકું ખરી જાય આ જીવનથી,
નવલલીલા થવા જીવનક્યારે!

૧૨

છો ભલા દુખ આના હૃદય કોતરી,
  છો ભલી વેદના દેહ પિસતી,
છો ભલા કષ્ટ મનાન્ને પીડતા,
  છો ભલી વ્યાધિ આરોગ્ય છિનતી,
છો વ્યથા આવી અણધારી ઘા મારતી,
  છો ભલા ક્લેશ ઉગ્રમ્હોર ચગતા.
જીવન આ જાય કચડાતું લાખો રૂપે,
  તોય નહીં જીવનની જાય સુરતા

દુખ જ્યમ જ્યમ દિસે જીવનમાં વાધતું,
  જીવન ત્યમ ત્યમ દિસે અધિક મોંઘું,
જીવનઆરામ પણ હોય બહુ આકરો,
  જીવનનું મૂલ્ય જ્યાં હોય મોંઘું,
જગતમાં જીવન જે મનુજમાં મધુર છે,
  તે અધિક દુખમાં રહે દબાતું
મિષ્ટમાં મિષ્ટ ફળ જગ પર હોય તે
  કીટ ને પક્ષીનો ભક્ષ થાતું !

૧૩૦

વિશ્વનું વહાણ પૃથ્વીકિનારે રહી
ભાર કંઈ કંઈક ખાલી કરે ત્યાં,
દિવસ ને રાત શી તેજ અંધારની
ગપલીઓ ચડે ઊતરે ત્યાં,
આવતા ને જતા માનવીને ગણે
તેજ અંધારના એમ ચટકા;
માનવીઆંખ અજાય એ એકથી,
તોય એ એકના મનન લટકા!

તેજ અંધારની જ્યાં ઊંડે પૃથ્વીમાં,
માનવી ત્યાં કશું એક જાણે?
નહીંજ અંધાર તારાકણી વિણ દિસે,
નહીંજ કો તેજ અંધાર પાખે,
શુદ્ધ અંધારમાં અંધ છે માનવી,
શુદ્ધ તેજેય તે થાય અંધો;
સ્વર્ગગંગા મહીં આછું ને ઊજળું
તેજ આ મોક્ષ સમાર નવો!

૧૬૧

આત્મપ્રેમે બધી જગતલીલા રમે,
    આત્મપ્રેમે બધો રસ જીવનમાં:
સર્વ આ તારું ને મારું ઉપજ્યું જગે,
    તે પડ્યું આત્મપ્રેમે મથનમાં;
હું ચઢું સર્વથી, હું વધુ સર્વથી:
    એજ તૃષ્ણા સકળ હૃદયકેરી;
મારું નાનું બધું સમજવા માનવી
    આત્મપ્રેમે બને નિજ કુવેરી.

હું અને તું બંધા સતત લડતા રહે,
    ઘડીક લાગે જગત આત્મ મારે;
મારું-તારું થતું, જગત જોતું રહ્યું—
    ને બંધા આવી એક મૃત્યુધારે;
હું અને તું ન રહે, મૃત્યુમાં ના વરે,
    ને પછી એક બ્રહ્માર્ક જાગે:
આત્મપ્રેમે રહે પ્રેમ કોનો નહીં,
    હું અને તું પછી શું ગમાશે?

૧૩૨

માનવી ઝેરને જોઈ જ્યાં ત્યાં રહેલો,
ઝેરથી જગત લાગે ભરેલું,
સૂર્ય ને ચંદ્રના ડાઘ જોતો ફરે,
પૃથ્વી ને સિંધુનું જોય મેલું,
ઝેરની આંખને ઝેર જડતું દિસે,
અમૃતની આંખને અમૃત ભાસે
જગતીમાં અમૃત વેરાયું તારા સમું,
જોય આધાર તે નિત્ય નાસે

તેજ અંધારનું વિશ્વપટ છે વણ્યું,
અમૃત ને ઝેર પણ હોય તેમાં,
નીર ને ક્ષીર જુદાં કરી દેખતી
હંસની દૃષ્ટિ છે સિદ્ધ જેમાં,
અમૃત ને તેજની સતત ધ્યાન વડે,
તોય નત આંખ તે નર નિહાળે
ચંદ્ર રેડે સુધા સ્નેહની, તોય આ
નારિ તો વામ પર આંસુ ઢાળે!

૧૩૫

ક્યાં સુધી મારું કહેવાય આ જીવનમાં,
 ને થશે નરસું એ કોણ હામે?
કઈ પળે દિવસ આ દોડી અટકે નમે,
 કઈ પળે રાત્રિ આરંભ પામે?
છાય એકેકની એમ ભળતી રહે,
 જીવનસંધ્યા રહે ત્યાં ગુચાની;
મારુ ને નરસુ કરતો રહે માનવી—
 જીવનસંધ્યા તહીં સુમ થાની!

દિવસ ને રાત વચ્ચે ગયું હામ, ને
 દિવસ ને રાત વચ્ચે પથર્યું;
જીવન એવું મળ્યું માનવીને અહીં,
 પલક ગંધ્યા મધુ રહી મલક્યું;
જીવનને જે મળ્યુ પરમ ચેતન જગે,
 તેજ વિસ્મારી તે શું ન સુઝે?
જે દિવસમાંથી સંધ્યા સરી આવી, તે
 દિવસના રંગ ઉર ધારી ઉડશે!

૧૩૬

વિધિ કહો, ભાગ્ય કહો, કર્મ કે નસીબ કહો—
    માનવીએજ એ ભૂત સરજ્યું :
કાર્યનું કોઈ કારણ કશું ના દીઠું
    ઘન વગર કેમ આ ગગન ગરજ્યું !
જગતશિર આપણે ભાગ્ય એ સ્થાપિયું,
    ને હવે જગતને ભાગ્ય લૂટે :
માનવી બાપડો ભાગ્ય મભાગનો
    ભાગ્ય નહીં તદપિ નિજ ભાલ ફૂટે !

માનવીએ હશે કદીક પોતે લખ્યું,
    કે લખ્યું કોઈએ કંઈ લખાયું ?
નહીં હતો વિશ્વમાં તારલો એક, તો
    રાત્રિમાં ક્યાંથી એ નૂર આવ્યું ?
જીવનના નિયમમાં જીવન વહેતું જતું,
    માનવી પૂર્ણ ક્યારે પ્રમાણે ?
કલમ આ અંધ પોતેજ લખતી બધું,
    તોય ના લાય કે અર્થ જાણે !

૧૩૭

કર્મથી જો મને જન્મ આ છે મળ્યો,
તો ભલા જન્મને હું કરું શું?
આ બધા દોષનો કેમ હું માલિક થયો?
કર્મ કે હું કરું? કહો ખરું શું?
કર્મથી જો મને જન્મ સાથે મળ્યાં
આ બધી લક્ષ્મી ને જ્ઞાન મારું,
તો બધાં શે મને વ્યર્થ પૂછ્યાં ગયાં?
છે ન સારુંજ એ મર્મ મારું.

કર્મ આ જન્મ દઈને મને દોરતું
સ્વર્ગ કે નર્કમાં જો ધકેલે,
તોય એ કર્મ માગીજ સાથે વગે,
હું કરું ત્યાં કશું કર અને?—
માનવી એમ આ ભૂત ઉપજાવીને
ભૂતથી કેમ ભરાય વઢાઈ?
માનવીઆત્મ છે તેજનો પુંજ તો
ભય શું વ્યર્થ આ ની લડાઈ?

૧૩૮

જાતિનાં બંધનો, જ્ઞાતિનાં બંધનો,
બંધનો કંઈક વળી ધર્મકેરાં:
માનવી એમ બંધાઈ નિજ બંધને
સરજતો દુઃખ પોતે નમેરાં;
છે નિયમ સર્વની પ્રગતિ માટે જગે,
નહિ જ તે વ્યક્તિસ્વાતંત્ર્ય હરવા;
હોડીમાં બેસવું નીર સામે જવા,
નહિ જ અન્યોન્યને જકડી ધરવા!

જ્ઞાતિઓ, જાતિઓ, ને સમાજો બધાં,
તેમ આ ધર્મના સર્વ પંથો,
માનવીએ બધું જે સુખાર્થે રચ્યું,
તેજ તેને બને દૈત્ય હતો!
સર્વ એ હોડી હો માનવીપ્રગતિની।
સર્વની સફર છે એક તીરે:
કેમ તીરે કદી હોડી એ લઈ જશે,
જો પડે સર્વ બંધાઈ નીરે?

૧૩૯

આ બધી ધર્મની શી ક્યાકયિ રચી,
આ બધા ધર્મના શા અખેડા?
માનવુ હોય તે સર્વ માનો ભલે,
પણ કશા જગત પર જુલમ જેડા?
એક જ છે જગત ને એક જ છે માનવી,
એક જ લોહી વહે સર્વ રગમા,
સર્વની જ્યોતિ છે સર્વને કાજ, ત્યા
ધર્મઝઘડા કશા વ્યર્થ જગમા?

બુદ્ધિ ને હૃદયને જેવી બારી મળી,
પામશે તેવી તે વિશ્વજ્યોતિ
સર્વ દીપે ન સરખા જ મોતી સમે
કે ન દીપે દીપે હોય મોતી,
માનવુ હોય તે સર્વ માને ભલે,
કે પડી નિંદુમા સર્વ વામે
જગતમા દુઃખ ને જુલમ શુ છે કમી,
કે વધારે બીજા ધર્મનામે?

૧૪૧

ખ્રિસ્તીઓ કહે, અમારો ગ્રહો ધર્મ, તો
સ્વર્ગનાં દ્વાર સૌ થાય ખુલ્લાં;
વચન દીધું અમારા જ પયગંબરે,—
શું બકે અર્થ આ કાજી મુલ્લાં!
વચન જે દીધું ઈસુએ ન ભૂલો તમે,
પાપ સૌ માફ કરશે તમારાં;
ચાર સોંઓ કરી બાંગ મારો ભલે,
ઈસુ વિના સ્વર્ગ સૌનાં ઈગારાં!

મુસ્લિમો કહે, ખુદા છે તમારો કયો?
ભૂત કે બાપ કે ખ્રિસ્ત બેટો?
સ્વર્ગવ્યાપારના ભાગિયા ત્રણ કીધા,
ભાગિયો કોણ ત્યાં પ્રથમ મેરો!
એક અલ્લા અમારો બહિસ્તે વસે,
એક અલ્લાતણા સર્વ બંદા;
મુસ્લિમો જઈ બહિસ્તે હુરી પામશે:
કાફિરો શું કરો મોહાંધ!

૧૪૨

પાદરીઓ કહે હિંદુઓ ના તમે
　　નહીં ગયો જગનો એક સ્વામી,
મૂઢ દેવાનણુ પૂતળા આ કરી
　　પથ્થરે વેર માંડી નકામી!
પદપદે, દમદમે, લાખ જીવો હણો,
　　ને અહિંસાની ડિંગ મારો
હો ભલા, પણ સ્વીકારો ન અમ સ્વામી તો
　　નરકમાં દાગ થાશે તમારો!

હિંદુઓ કહે સુણો ખ્રિસ્તિ સ્વામીઓ!
　　આ નમાન થતા સ્વર્ગ પાપી,
જીવના ઉન ભાગ તમે પગપગે,
　　ભક્ષના સુઅર ને ગાય કાપી
છોકરી ફિલસુફી આ તમારી સુણી
　　મૂઢ અમ ઉટ પણ ચાલ્ય હસવા
શ્વાનના ગોખિનો ખર જનો તમે
　　શ્વાનરૂપ નર્કમાં નિત્ય ભસવા!

૧૪૪

સ્વર્ગ તે શું હશે, નરક તે શું હશે?
શું હશે જીવન પરલોકકેરૂં ?
માનવી ભેજ એ સ્વપ્ન મેલી રહ્યો,
વિશ્વનું ગુહ્ય કંઇ એ અનેરૂં;
સાધુમતોનાં વચન કંઈ સાંભળે,
ને મુખે દેવવાર્તા ઉમગે;
આશ ને ભય વિષે કર્મ કંઈ કંઈ કરી
જીવન એ સ્વપ્નભેજ રચે.

સ્વપ્નનાં સ્વર્ગ ને નરક હો તે રહો!
માનવી નહીં કદી જોય આગે:
સિંધુમાં મચ્છ ને પક્ષી આકાશમાં,
તેમ શું સ્વપ્નભૂમિમાં ય જાગે?
સ્વર્ગ ને નરક તો પૃથ્વીમાંહીંજ દિસે.
વસ્તુને જોવી કે જોવી છાયા?
સારૂં નરસું જીવન જગત જે જોગવે,
સ્વર્ગ ને નરકના તેજ પાયા!

૧૪૬

પાપ બીબી હવાંએ કીધાં કંઈ હશે,
ભોગવે માનવીજાત તેથી,
સર્વ આદમબાવાતણા વશજો
પામતા પાપફળ એ બધેથી;
યુગયુગોથી મરે સર્વ પીડાયકી,
ને પછી નરકમાં વાસ પામે;
આદમે ને હવાએ કીધાં પાપ, ને
માનવે કરવું ના કોઈ કામે!

કેમ અન્યાય આરોપવો નાથને,
જે દયાસિંધુ ન્યાયી સદાનો?
એકને પાપ જો માનવી સૌ મરે,
તો રહે જગતમા ન્યાય ક્યાનો?
જ્ઞાનફળ ખાય તે નરકમા જાય, તો
મૂર્ખ તે સ્વર્ગથી નરક સારૂ,
આદમે ને હવાએ કીધા પાપ, તો
માનવી પામિયો જ્ઞાન ન્યારૂ!

૧૪૭

જ્ઞાનફળ આદમે ચાખતાં તેહને
મૂકિયો સ્વર્ગથી બ્હાર દેવે,
જીવનફિલસુફી ને જીવનકવિતા બધી
જાય સૂકાઈ સિદ્ધાંત એવે;
પાપનું બીજ જો સ્વર્ગમાંહીં ઉગ્યું,
તો પછી સ્વર્ગની શુદ્ધિ ક્યાંથી?
પ્રભુનાણી શ્રેષ્ઠકૃતિ માનવીને અરે
સર્પઆધાર કેરીજ શાથી?

મૂળ એ પાપનું વૃક્ષ વિસ્તારનાં
જગતની જ્યોતિ જીવરાય મચશે;
સર્વ આનંદલાલી પરે ઝાંખી, ને
પાપ પથરાય પ્રત્યેક ડગલે;
સ્વર્ગથી પાપ આરોપ જે પામિયો
માનવી તે નહીં પાપ જન્મે:
અગ્નિથી ઉપજીને અગ્નિને બાળતી
રાખ તે નહીંજ ઉપજતી ચર્ચે!

૧૪૮

આ તમામ બધા દેવ શું આપશે,
જેની પૂજા કરી રોજ માગો?
જે રહ્યા છેજ બંધાઈ એ નિયમથી,
તે ન ઠેલી શકે એક ધાગો:
પુષ્પ ને પત્ર ને દીપ ને ધૂપથી
ભોગ કંઈ દેવને કાજ મૂકો,
ને પછી અણદીઠ દેવ બોલાવવા
ઘંટ મારો કિંવા શંખ ફૂંકો!

દેવ શું હીનચારિત્ર્ય એવા હશે,
કે પરમ દેવનો નિયમ તોડે?
શું હશે લાંચિયા ચાંચિયા દેવ કે
એકને લૂંટી રહે અન્ય જોડે?
માનવી છળ કરી જગતને છેતરે,
છેતરે દેવને ભોગ ધરતો;
માનવી આખરે આત્મ નિજ છેતરી
અધિક સંતાપમાં રહે ઉતરતો!

૧૪૮

આ તમારા ફિરસ્તા અને દેવ હો,
  ઉચ્ચ એ ભાવના હો તમારી,
માનવીથી અધિક શક્તિ ને ગુણભર્યાં
  એ બધા આપની હસ્તી ધારી,—
હોય તોપણ કશી નાખ એની મગી?
  હોય તોપણ મનુ ગણ મને?
હોય તોપણ વસે શુભ ને દૂર સૌ,
  કે વસે બાજખેડેરી પાતે!

આ તમારા ફિરસ્તા અને દેવ સૌ
  માનવીકલ્પનાના સિતારા,
ઉન્નતના ગગન જળના સમે દીસતા
  આંખને લાગતા દૂર ક્યાંય,
માનવીહૃદયની મૂર્તિઓ એ બધી
  માનવીને કશું શું આપે?
દેવ જો આપીને દુઃખ સૌ કાપી દે,
  તો નહીં માનવી રહે વિતાપે

૧૫૦

આ તમારા ફિરસ્તા અને દેવના
દિવ્યગુણ માનવીને નિમંત્રે;
માનવી દિવ્યગુણ સાધવા એ બધા
શે ન પોતે મથે જગતતંત્રે?
જોઈ જોઈ લીલા સૌ લીલાં પૃક્ષની
સર્પ ને કીટ કંઈ થાય લીલા;
દિવ્યગુણ ધારી ઉત્કર્ષ નિજ પામશે
માનવી તેમ થઈને મનીલા!

નીલ આકાશ આ દેખતાં દેખતાં
સિંધુજળ પણ બને નીલવર્ણું;
સૂર્યની શુદ્ધ કરજ્યોતિને ઝીલતાં
થાય સોનેરી શું કમલપર્ણું!
દેવના દિવ્યગુણ કલ્પનામાં વસ્યા,
તે ન ક્યમ માનવી ઉર ઉતારે?
આ તમારા ફિરસ્તા અને દેવ સૌ
બોલશે માનવી સાથ ત્યારે!

૧૫૧

આજ ધર્માધિકારી ન ધર્મે રહે,
તોય કહે છે અન્યા લોક પાપી:
આજ વિજ્ઞાની રહે તત્ત્વશોધે મથ્યો,
નહીં શકે આત્મની શક્તિ માપી:
આજ કવિ દેવયુગ કલ્પનાના રચે,
પણ ઉરે દૈત્યનાં નૃત્ય ચાલે:
માનવીઆંખ આકાશને વીંધતી,
પણ ભરે હૃદય અંધાર બાળે.

છે ભલું ધૂળમાં લોટવું, રાચવું,
ને જરા આંખમાં તેજ ભરવું;
છે ભલું મોજમાં દૈત્ય શું નાચવું,
ને જગ દેવની સાથ ફરવું:
પૃથ્વીની માટી ને સ્વર્ગનાં જળથકી
માનવીનું જીવન રહે ઘડાતું:
ઉચ્ચ તેવો રહે અધમ કે પડતી—
ભાવિ એ કાળકરે છુપાતું.

૧૫૨

માનવી સ્વર્ગને કલ્પનામાં ઘડી
 લાવી તે મૂકતો પૃથ્વીપાટે;
સારું કે નરસું સૌ એમ આરોપતો
 જાય ઘડતો બધું આપ ઘાટે;
જે રચ્યું હૃદયમાં, હૃદયનાં સ્વપ્નમાં,
 તે રચાતું રહે આંખ સામે:
માનવી સ્વર્ગના નાથને પણ ઘડી
 નિજ સમો, સહજ સંતોષ પામે!

માનવી તો કરે ભક્તિ એ નાથની,
 પણ કરે ભક્તિ પણ આપસ્વાર્થે;
કૈંક વર માગતો પાય તે લાગતો,—
 શું રચ્યું કે ફરી તેજ પ્રાર્થે?
જે અકળ શક્તિની છે ગહનના અમિત,
 તેહ ગજદોરીથી માપતો એ!
વિશ્વની ટંકશાળે બધે માનવી
 છાપ નિજનીજ શી છાપતો એ!

૧૫૩

લોક કેવોક ઈશ્વર હશે તેહનો
    કલ્પના નિત્ય કંઈ કંઈ ચલાવે,
જે રહ્યા રસ પૃથક માનવીજીવનમાં,
    તેની રસમૂર્તિ ઈશની બનાવે
મનુજની ભાવના, મનુજની વાસના,
    સર્વનો થાય આરોપ તેમાં,
ઈશ કો રાક્ષસી માનવી શું હશે,
    માનવીથી અધિક શક્તિ જેમાં?

માનવી રીઝતો, ખીજતો, મારતો,
    તેમ તેવોજ ઈશ્વર બન્યો એ.
માન તેવોજ નહીં: પણ અધિક બળભર્યો,
    ને અધિક ઘાતકી પણ ગણ્યો એ!
થાય શૃંગારી, રણવીર કે કરુણ એ,
    થાય ક્રોધી, ભયાનક કદાપી,
માનવી મૂર્તિ નિજ અધિક ફુલાવીને
    ઈશની મૂર્તિ દે જગત થાપી!

૧૫૪

માનવીએ કીધો નિજ સમો ઈશ એ,
        ને પછી થાપિયો જગતમાથે;
ચોર ને શાહુકારે જઈ મંદિરે
        પૂજતા એહને બેઉ સાથે;
બેઉ માગે વિજય ઈશ એવા થકી,
        બેઉ નૈવેદ્ય સાથે ધરાવે:
લાંચિયો ઈશ કોને વરદ આપશે?
        કોણ વધુ લાંચ ઈશને બતાવે?

અધમતા માનવીકેરી છે એટલી,
        કે કરે અધમ આ ઈશ એવો?
ખેંચી પાતાળમાં લાવતો માનવી
        ઈશ ને ઈશના ક્રોડ દેવો!
ખાન, મિષ્ટાન્ન ને અર્ણના ભોગ લે,
        જુલમ ને વાસનાથી ભરેલો.
ઈશ એવો જગતતંત્ર શું ચલવતો?
        કેમ કો થાય એ ઈશઘેલો?

૧૫૫

બાલ્યકાળે 'બધે 'બાઉ' દેખાડીને
બાળને અંતરે બીક લાગે;
આ કીધું, તે કીધુ, અહીં ગયુ, ત્યાં ગયુ,
'બાઉ' ત્યાં દેખીને બાળ ભાગે,
બાળ મોટું થતાં જાળ સમજાય, ને
જાય એ 'બાઉ'ની બીક ધીમે:
ઉઘડતાં બુદ્ધિ ત્યમ માનવીની, જગે
માનવીનો રચ્યો ઈશ શીમે!

ઈશ એવો હશે ક્રૂર ને ઘાતકી,
કે સદા માનવીને રીબાવે?
નહીંજ ભૂંડુ કદી હોય કીધુ જગે,
તોય એ માનવીને રડાવે?
ઈશ એવો ડગવે બન્ને જગતને,
તદપિ એ ઈંગિથી સર્વ નામે;
માનવી ધ્રૂજતો પૂજતો ઈશ એ,
પણ જગે સ્નેહથી કોણ પામે!

૧૫૬

શુ ગુલામો બની એહવા ઇશોના
માનવી એમ એ ઇશ પૂજે?
બેસી ગુઠણુ ઉપર કે પડી ભોંય પર
ઇશ એ પૂજતાં સર્વ ધ્રૂજે;
ઇશને રીઝવવા ઇશની સ્તુતિ કરે,
ને ખુશામત કરે શીશ નામી:
સ્નેહ ઔદાર્યનો પરમ ભંડાર જે
ઇશ તે શું કરાવે ગુલામી?

પરમ ધિક્કાર ને ભયતણા ભાવ સૌ
ઉપજતા એ ગુલામી વિષેથી;
જીવન ધિક્કારીને જગત ધિક્કારતો,
ક્લેશ કરી હારતો મનુજ તેથી;
માગતાં નહીં મળે, આશ કો નહીં ફળે,
ઇશ એ નહીં ચળે કોઈ રીતે:
જીવન જો હોય કરવા ગુલામી સદા,
તો ન કો જીવવા ચાહ પ્રીતે.

૧૫૭

આ બધા ધર્મવાદે વસે ધર્મ નહીં
    ધર્મનું એક છે મધ્યબિંદુ,
જેમ જોવા ઝીલે સૂર્યકિરણો ઉરે,
    તેમ તેનો ધરે ઘાટ ઇન્દુ,
ધર્મ કે સત્ય કે ઈશ્વરેચ્છા કહો,
    વિશ્વનો નિયમ તો અચળ રહેતો
નહીં હજી ધર્મ પૂર્ણેન્દુ શો કો ઉગ્યો,
    પૃથ્વી પર પૂર્ણ તે સત્ય દેતો.

તો પછી કાફિર ગુનપન્થો કેવા?
    તો પછી મ્લેચ્છ ને યવન કેવા?
તો પછી નાસ્તિકો તેમ દુર્જન વા?
    કેમ કોને અધર્મીજન કહેવા?
સત્યને સર્વ ઇચ્છે ખરી ધૂનથી,
    ધર્મને આસ્થા સર્વ માગે,
માનવીમાત્ર હો સત્યપથી બધા,
    ને રહો એવી પૂર્ણેન્દુગગે'

૧૫૮

ધર્મ જૂદા જૂદા જગતમાં છે થયા,
સર્વ જૂદી જૂદી વાત બોલે;
કેમ ખોટા કહીએ કદી કોઈને,
સર્વ એ સત્યનાં તોલ તોલે;
સત્યના પંથના સૌ પ્રવાસી દિસે,
સત્યને સર્વ જોતા દિગન્તે;
સર્વની આંખમાં જ્યોતિ તે ઝબુકતી,
પણ નહીં પૂર્ણ પકડાય અંતે!

સત્યના પંથના એ પ્રવાસી બધા
પથ કાપે સદા જોઈ સામે:
દૃષ્ટિમર્યાદ તો જાય ખસતી સદા,
કેમ સર્વાંગ તે સત્ય પામે?
સત્યમુખ દૃષ્ટિ છે સર્વની એમ ત્યાં,
સર્વ એ સત્યનું રૂપ દોરે:
વ્યર્થ આ ધર્મઝગડા કરે માનવી,
સત્ય નહીં એક પ્રશ્નેજ મ્હોરે!

૧૫૮

સત્યનો છે ઠેકેદાર ન કો ધર્મને
તોય સૌ સત્ય નામે ઝઘડતા,
હું જ તેજ સૌ છે ખરું, એમ કહી
અન્યના સત્યની સાથ લડતા,
ખ્રિસ્તિ, ઇસ્લામીઓ, બૌદ્ધ ને હિંદુઓ,
કેમ કોઈ જનો હોય જૂઠા?
સત્યનો ટોપલો શું મળ્યો એકને
દે ભરી સત્યના તેજ મૂઠા?

માનવી કંઈ નથી યંત્રના પૂતળા
કે બધા ચક્ર સરખા જ ચલે,
સત્ય કો વસ્તુ એવી નથી પ્રાપ્ય કે
માનવી સહજ નિજ હસ્ત ઝાલે,
સત્યની ભાવના છે જગત અંતર
કોઈ મર્યાદ તેની ન બાંધે,
સત્ય આકાશ શું છે જ દશદિશ રહ્યું
સત્ય તે એક દિશ કેમ લાધે?

૧૬૦

સત્ય ને જૂઠની જાળ પળપળ જગે
માનવીબુદ્ધિમાં રહે વણાતી;
પળપળે વાયરા આવતા, ને તૂટી
જતુની જાળ જેવી હણાતી;
હાથનાં પાણીમાં બિંબ પર્વતતણું
ધ્રૂજતું, ઊંધું, અવ્યક્ત લાગે;
નહીંજ એ રૂપ કંઈ શુદ્ધ પર્વતતણું;
વસ્તુને જોય તો ભેદ ભાગે.

નીતિવ્યવહારનાં જગતનાં સૂત્ર સૌ
જગતને જગતમાં જોડી રાખે,
પણ મહાસત્યની ઝાંખી કરવા ન કયમ
દૃષ્ટિ એ જગતની પાર નાખે?
જાળના ઘાટ ને રૂપ કંઈ કંઈ ફરે,
બુદ્ધિ એમાંજ શું જોની મ્હોશે?
આત્મના તેજ વિણ બુદ્ધિ આ પાંગળી
કેમ એ જાળને તોડી જોશે?

૧૬૧

સત્ય શું, જૂઠું શું, જીવન ને જગતમાં?
સર્વ પૂછી રહ્યા પ્રશ્ન એવો:
રાત ને દિવસની ફાડ એ પૃથ્વીમાં,
તેમ એ યુગલનો સાર લેવો;
દિવસ પણ છે ખરો, શ્રેય પણ છે ખરું,
રાત પણ છે ખરી, હેય તેવું:
પણ પરમ સત્ય એ સર્વની પાર છે:
કેમ સમજાય એ હોય કેવું?

શ્વેત ધુમ્મસ પ્રભાતે પડે, તેહમાં
સૂર્ય નિજ કિરણ પૂરી જગાવે;
તેજ અંધાર ગુંથાય એ ધુમ્મસે,
પણ નહીં સૂર્ય તેમાં સમાવે;
એમ ધુમ્મસ સમાં નીતિવ્યવહારમાં
સત્ય ને જૂઠ આ જગત દેખે;
જેવું ને જેટલું કિરણ રહે ધુમ્મસે,
તેવું ને તેટલું સર્વ પેખે.

૧૬૨

સાધુસંતો અને ઋષિમુનિઓ બધા
સત્યને શોધતા જગતમાંહીં;
સત્યનો નથીજ કો ઘાટ સ્થાપિત થયો,
સત્ય કેવું હશે જોવું ક્યાંહીં?
સત્યને શોધવા પીર પયગંબરો
સૌ ગયા જીવનરસ ઢોળી નાખી;
ક્યા હશે સત્ય એ એવું તે કોણ કહે?
ક્યાં થશે સત્યની સત્ય ઝાંખી?

જ્યોતિરૂપે દીઠું કોઈએ સત્યને,
કોઈએ શાંતિરૂપે નિહાળ્યું;
જોયું તે કોઈએ શુચિ પવિત્રાઈમાં,
કોઈએ સ્નેહમાં સત્ય ભાળ્યું,
માણ્યું આનંદરૂપે વળી કોઈએ,
કોઈએ જાણ્યું કર્તવ્યરૂપે:
એક છે કિરણ પણ સપ્તરંગે દિસે:
સર્વ નિજ રંગની ધૂપ ધૂપે!

૧૬૩

સત્યને પામવા પંથ જૂદા જૂદા
સર્વ પયગંબરો તો બતાવે;
ભિન્ન મત જ્યાં પડે સર્વ વૈદ્યોતણા,
કોણ ત્યાં રોગીજનને બચાવે?
જેમ જેવા થયા દેશ ને કાળમાં,
તેમ તેવા પડ્યા પંથ સર્વે:
સર્વ જન કાજ છે પંથ એકજ ખરો,
કેમ કો કહી શકે એમ ગર્વે?

મચ્છને શ્વાસ લેવો જૂદી રીતથી,
પક્ષીને ઊડવું જૂદી રીતે;
કીટને માટીમાં જઈ દટાવું ઊંડું:
સર્વની પ્રકૃતિ છે જૂદી ચિત્તે;
ભિન્ન દેશે અને ભિન્ન કાળે થયા
ધર્મના પંથ પણ ભિન્ન એવા;
સર્વ નદી પણ ઉપાતેજ આખરે મળે,
ધર્મને સત્યના અંશ લેવા!

૧૬૪

કંઈ લાખો થયા માનવી પૂછતો
 આપતો કોઈ ઉત્તર ન એને
આપનારો રહ્યો છે છુપાઈ સદા
 તો પછી પૂછવો પ્રશ્ન કેને?
હૃદયધબકાર પળપળ રહે વાગતા
 કોણ એ કોણ એ, એમ પૂછે
વિશ્વનો મર્મ છે વિશ્વનો કોયડો
 સાન્ત શું કહે અનન્ત શું છે?

લાખ પ્રશ્નોતણો એક ઉત્તર હશે
 કે હશે ઉત્તરે કો ન આગે?
કે હશે વિશ્વની મૌનભાષા જૂદી
 ને કરે માનવી આ લવારો?
કદીયે કહેવાય નહીં તે સતત કોયડો,
 ત્યાં પછી હોય શું કહેવું સૌને?
સિંધુ આ વ્યોમને સતત પ્રશ્નો પૂછે,
 વ્યોમ દે ઉત્તરો સતત મૌને!

૧૬૫

જગત માયા બધી, જગત છાયા બધી,
ક્ષણિક છે માનવીકેરી કાયા;
મૂર્ખ અજ્ઞાનમાં સતત મોહી રહ્યા,
જગત છોડી ગયા સર્વ ડાહ્યા;
સૂર્યકિરણો ગૂંથે ધનુભવન બુદ્બુદે,
ઝમકતું કેટલી વાર રહેશે ?
હોય માયા કશી કાચી કાયાતણી ?
કેમ રહે માનવી નિત્યક્લેશે ?—

સાધુજન સર્વને એમ બોધે બધે,
પણ સહજ માનવી કેમ ભૂલે ?
એજ કાયા વિષે આત્મ આનંદ લે,
એજ કાયા વિષે જીવન ઝૂલે;
રામ ને કૃષ્ણ, જરથોસ્ત ને ખ્રિસ્ત, સૌ
જન્મ એમાજ પામી ગવાયા :
કેદખાનુ કિંવા આત્મકિલ્લો કહો,
પરમ અદ્ભુત દિસે એજ કાયા !

૧૬૬

દેહના ધર્મ ને જીવનનાં કર્મ આ
    માનવીને રહ્યાં છેજ વળગી;
માનવી છૂટવા તો મથે ચાહ્ય, પણ
    કેમ એ આપદ થાય અળગી?
ઉછળતા મોજ ઉછળી રહ્યા ઉદધિમાં,
    ફીણ ને બુદ્બુદો ચળવળે ત્યાં,
તોય એ ભરતી કે ઓટ ભૂલે નહીં,
    છે સદા શાંત અંતર તળે ત્યાં.

દેહને રાખવા દેહને પોષવી,
    જીવનનું કાર્ય એ મુખ્ય લાગે;
રોજ ને રોજ એ બોજ ઉપાડવો,
    તોય નહીં આપદા એક ભાગે;
રોજના શ્રમતણું રોજ વેતન મળે,
    વેઠ એ છેજ દિનગતકેરી:
માનવીનું મળે મૂલ્ય અંતિમ કશું?
    એજ સમસ્યા ઊંડે વિશ્વકેરી!

૧૬૭

ખાવું ને પીવું ને મોજ સૌ માણવી,
વ્યર્થ બીજું બધું જીવનમાંહી;
ચાર દિનની બધી ચાંદની આ દિસે,
ભોગવી લ્યો મળ્યા ભોગ આંહીં;
મૃત્યુ તો આજ કે કાલ આવી જશે,
ને પછી ધૂળ ને રાખ રહેશે;
રોકડું નાણું આ બાંધી લ્યો ગાંઠમાં,
કાલ શું થાય તે કોણ કહેશે?—

બોલનારા હજી એમ પણ છે જગે,
દેહકેરૂંજ સુખ માનનારા;
પણ ભલા માનવી! કેમ એવા કરે
શ્વાન ને ઢોર જેવા પુકારા?
ધૂળ ને ચારમાં લોટવા, ચાટવા,
માનવીદેહ શું છે રચાઈ?
પ્રૌઢ તુજ પ્રકૃતિ ને બુદ્ધિનાં તેજ આ
ઢોર શું રાખતાં શી સગાઈ?

૧૬૮

ભાવ ને બુદ્ધિની સૂક્ષ્મતાથી ભર્યાં
માનવીને જંતુ નિત્ય ઊંચે,
ઢોર જેવી અધમ વાસના નાખતા
એની ઉત્પ્રૌઢિને શું ન ખૂંચે?
ધૂળ ને ચાંદથી કઠિન વધુ શું નથી?
ખાન ને પાન શું અલ્પ તુષ્ટિ?
દેહથી પર નથી મનુજાત્મા કઠિન શું,
કે ન તે ચાહ્ય કંઈ અરગ પુષ્ટિ?

માટીનો માનવી માટીમાં મળી જશે,
તેથી શું માનવીજીવન ખોટું?
પત્રરંગી બધા જાય પીળા ખરી,
તોય ભાસે ઉષાજીવન મોહ,
દેહને પોતના પાપ કશું યે નથી,
પણ મહીં રજ મહીં જે ચમકતી,
તે તજી ના શકે જ્યોતિ એ દેહ શું,
કે ન અટકે જીવનમાં દમકતી

૧૬૯

માનવીને મળ્યો આત્મ મોંઘો ઘણો
જીવનની સૌ કળા ખિલવવાને,
પરમ ભેદો ભરી દેહ પણ છે મળી,
જીવનના ભાગ સૌ નભાવવાને,
દેહની વાસના, દેહની વાંછના,
આત્મને ઢાંકતી મદ નાખે,
ધુમ્મસ ને વાદળા જેમ વ્યોમે ગરી
સૂર્યને પૃથ્વીથી ઢાંકી નાખે

દેહ છે જીવનનું શ્રેષ્ઠ વાહન ખરું,
તદપિ દેહજ નથી જીવન પોતે,
દેહને રાખવી સ્વચ્છ આરોગ્યમાં,
પણ નહીં આત્મનું ધ્યેય ખોતે!
દેહની હાન છે આત્મને રક્ષવા,
નહીં હરી આત્મનું તેજ લેવા
આંખને રક્ષવા પોપચાં છે કીધાં,
નહીંજ કંઈ આંખને ઢાંકી દેવા!

૧૭૦

આત્મનાં બંધનો આત્મને બાંધતાં,
દેહનાં બંધનો દેહ બાંધે:
બંધનો બેઉનાં એકમેકે મળી
આત્મ ને દેહને સાથ સાંધે;
દેહના ગુણ વહે માત પૃથ્વી ભણી,
આત્મના ધર્મ પરમાત્મ પ્રત્યે:
દેહ ને આત્મના વિશ્વસંબંધમાં
માનવી નાચનો કર્મનૃત્યે.

દેહ ને આત્મના પરમ સંલગ્નમાં
માનવીએ રહ્યું કર્મ કરવું:
આત્મની આંખ ઊંચે જવા ચાહતી, પણ
દેહની પાંખ ઇચ્છે ઉતરવું:
દેહના દેશના દૃશ્ય સૌંદર્યમાં
માનવી દેહધૃગે દર્માનો:
આત્મની ભૂમિ જ્યાં દેહઆંખે પડે,
રે ચડે કેમ ત્યાં આત્મ આ તો?

૧૭૧

દેહ ને આત્મની ખેચતાણે સતત
માનવી એમ જીવન વિતાડે;
દેહના સ્વાદ ને જીવનવિખવાદમાં
આત્મના નાદને નવ જગાડે:
તોય આ દેહનાં બંધ દ્વારોતણી
ફાટમાંથી કિરણ કોક આવે;
માનવી જોય નવ જોય એ ઝાંખતો,
ત્યાં ફરી આંખ તો ઝપનાવે.

જોવુ એ કિરણ તો ફાટમાંથીજ શું?
જોવુ એ એટલે આંખ લ્હોવુ!
દ્વાર શુ દેહનાં પૂર્ણ નહીં ખોલશે?
આત્મને અંધતામાંજ જોવુ?
જાણ્યું નવ જાણ્યું કે માણ્યું નવ માણ્યું, ત્યાં
કાપ પડતો દિસે જીવનતને,
તોય એ ટક્કરે ઝીલતો માનવી
હારતો હારતો જાય અંતે!

૧૭૩

સૃષ્ટિશોભા બધે લલિત શોભી રહી,
	શી કરે માનવી પાસ લટકા!
માનવી જાય સૌંદર્ય એ પકડવા,
	મૂકી વિજ્ઞાનના ચતુર છટકા
સૂર્યના કિરણ પકડાય, પુરાય, પણ
	સૂર્યની ગતિ ન બંધાય કોથી
માનવી પૃથ્વ પર પૃષ્ઠ ખોની રહ્યો,
	નહીં ખુટે પૂર્ણ આકાશપોથી

છેજ સૌંદર્ય આનંદ ને સ્તુતિથકી,
	નહીંજ સૌંદર્ય એ ભોગ કાજે
દારૂખાનાતણી ફૂલકણી આજતી,
	પણ જઈ ભેટતા દેહ દાઝે!
માનવી મોગરવગી શકે મેળવી,
	નહીં મળે સૂર્યની તેજરવગી
કેમ સૌંદર્ય એ સૂક્ષ્મ તે પામશે?
	સૂક્ષ્મની સાધના છેજ અળગી

૧૭૪

હોય પાસે છતાં કદીજ દેખાય નહીં,
તેથી પાસે નથી કેમ કહીએ?
પવન પાસે છતાં કો ન પેખી શકે,
તદપિ સ્પર્શે દિસે તેમ લહીએ;
પવનથી પણ ઘણો સૂક્ષ્મ છે તેહનો
સ્પર્શ-અનન્યેચા કોક માણે;
થાય પંચેંદ્રિયો સૂક્ષ્મ બહુ જેહની,
તેજ અહીં સૂક્ષ્મની હસ્તી જાણે.

હોય પાસે ઘણું તોજ દેખાય ને,
વાત એ પણ ન કહેવાય સાચી;
ચક્ર પાસેજ ફરતું રહે વેગથી,
તોય જોવા પડે દૃષ્ટિ કાચી;
આંખ પાસે ધરો આંખ અથડાવીને,
તો પછી કોણ સામે નિરખશે?
તેથ પાસે કિંવા દૂર તેથી કશું?
સૂક્ષ્મને સૂક્ષ્મદર્શી પરખશે.

૧૭૫

જ્યાં લગી દૃષ્ટિ નહીં પરમ નિર્મળ બને,
ત્યાં લગી આત્મ નહીં શુદ્ધ દેખે;
સૃષ્ટિ તો સકળ ધુંધવાતી નજરે પડે,
સાર નહીં ત્યાં કશો સત્ય લેખે;
પૃથ્વી નિજ વાદળાં ગગનમાં ધૂંધવે,
ને પછી તિમિરમાં ખિન્ન તાકે:
કેમ જાણે નહીં એજ નિજ વાદળા
સૂર્યને ગગનમા એમ ઢાંકે?

એજ આકાશ છે, દૃષ્ટિ એ પાસ છે,
તોય આભાસ છે ભિન્ન સહુના,
પારદર્શક હશે કાચ તે દેખશે,
પણ નથી સ્વચ્છ એ કાચ બહુના,
તિમિર ને તેજ બન્ને રહ્યાં દૃષ્ટિમાં,
તે મળી સૃષ્ટિના ચિત્ર પાડે.
આંખમા હોય ફૂલુ પછી કેમ કો
સૂક્ષ્મદર્શકતણો વાદ કાઢે?

૧૭૬

આજ વિજ્ઞાન મથતું રહે પરિશ્રમે
પામવા વિશ્વનો ભેદ પૂરો.
શોધ કંઈ કંઈ કરે વિશ્વને સમજવા,
જેથી અજ્ઞાનનો થાય ચૂરો;
વીજળી વાયુને વશ કરી નાથિયાં
ગહન આકાશ પર વિજય કીધો;
નવનવા નિયમ ને નવનવાં સાધને
માનવીશક્તિનો લાભ લીધો.

પૃથ્વી આકાશકરમાં રહી છે ઝૂલી,
તોય આકાશ નહી હાથ આવે;
જાય વિજ્ઞાન આકાશને ઝાલવા,
પણ હજી યત્નમાં નહીંજ ફાવે;
પ્રકૃતિના ભેદ વિજ્ઞાન પામે ભલે,
આત્મના નવ ભજે પ્રકૃતિ દોતાં:
પોપટીકેરું સૌંદર્ય પકડાય, પણ
મેઘધનુનું ઉડે જોતજોતાં!

૧૭૭

જગતમાં માનવી જ્ઞાનસીડી ચડી
        પૂગશે કો દિ પ્રજ્ઞામિનારે ?
વિશ્વસ્નેહભાવના અમરવૃક્ષો અહીં
        ઉગશે કો દિ આ જીવનક્યારે ?
વિશ્વ ને વિશ્વના ભેદની કૂંચી શું
        પામશે કો દિ આ દેહમાંહીં ?
સ્વપ્ન મોંઘાં બધાં માનવીજીવનનાં
        શું થશે પૂર્ણ કો કાળ આંહીં ?

આ અહંભાવ જે દેહને રક્ષતો,
        સ્વાર્થને પોષતો જીવનકલહે,
તે કદી વિશ્વસ્નેહે સમાશે જઈ,
        પામી વિભુરૂપ ત્યાં સ્વત્વવિલયે ?
હૃદયનું માંયલું દ્વાર ખુલશે કદી ?
        આત્મની સત્ય મળશે વિભૂતિ ?
વિશ્વ આ જીવતું જાગતું જાય, ત્યાં
        માનવીજ્યોતિ રહે કેમ સૂતી ?

૧૭૮

જ્યાં લગી કાળના ગહન ઊંડાણમાં
મનુજવિજ્ઞાન નિજ દૃષ્ટિ ફેરે,
ત્યાં લગી સૃષ્ટિ પર સૃષ્ટિના ગોળ કંઈ
માનવીદૃષ્ટિમાં તેજ મ્હોરે,
કોડને કોડથી કોડવારે ગુણો,
તોય નહીં વિશ્વનો પાર લાગે;
માનવીબિંદુ નિજ કીકીના બિંદુમાં
તોય એ સિંધુ ભરવાજ માગે!

છે અનંતત્વ આ નાથના વિશ્વનું,
થર ઉપર થર પડ્યા સૃષ્ટિઓના;
કૈંક ભગાય ઉપજાય કંઈ નવનવા,
સ્થિર નહીં વામ કે ભાસ કોના.
એ અનંતત્વ આ નાથના વિશ્વનું
માનવી કલ્પનામાં સમાવે;
કાળ શું, વિશ્વ શું, ને અનંતત્વ શું :
માનવીકલ્પના સૌ કુદાવે!

અનંતત્વની સાક્ષી

૧૭૯

આપણું ચાહ્યું નવ થાય કંઈ જગતમાં,
નહી ભજે આપણું કાંઈ માગ્યુ,
માત્ર આ આપણે કાજ નથી જગત કે
તે કરે આપણું ઠીક લાગ્યુ,
જગતના વહનમા યુક્ત જે થઈ ગયુ,
તેજ આખર થયુ આપણું ત્યા,
ચાહ્યું નહીં આપણે ચૂંટી શકીએ કશુ
તાપના જીવનભર તાપણું ત્યા

જગતનુ ચક્ર આ ચાલતુ જાય તે
નહીં ફરે આપણી વાંછનાથી,
મૂર્ખ ઇચ્છા બને હાથ ઉંચા કરે,
ચક્ર અટકે ન કો યાચનાથી,
સારૂ નરસુ બધુ બક્ષતુ હોય જે,
તે જગતચક્ર નિજ ચાહ્યું બક્ષે.
કૃષ્ણને આપણે ચૂંટી શકીએ નહીં,
જો ન તે આપણી આખ લક્ષે !

૧૮૦

જગતકિરતારને છે જગતની પડી:
        હોય ચિંતા કશી માનવીને?
માનવીઆંખ દેખી શકે કેટલું?
        પળ પછી થાય શું તે ન ચીને:
રાજ્ય મહારાજ્ય કંઈ કંઈ થયાં ને ગયાં,
        નવ રહ્યાં નામ, નવ રહી નિશાની:
કંઈ સીમોટા રહ્યા ના રહ્યા જગતમાં,
        માનવી તોય શો રહે ગુમાની!

શું થયું ચીન રશિયા લડે ને પડે?
        શું થયું જર્મની જો ન ફાલે?
શું થયુ આંગ્લજન કે અમેરીકનો
        જય ગાજવા જગત સર્વ જીતે?
શું થયું જો ન ભારત સ્વરાજ્યે રૂપે?
        કાળના બેહુણમાં સર્વ સરખું:
જગત જેણે કીધું તેજ તે જાણતો:
        કેમ એ જોઈ હું રોઉં હરખું?

૮૯

છો ગયા જો ગયા છે બધા ભૂતમાં,
સ્વપ્ન અહીં તહીં ગયાં કોક તેનાં:
ચીન ઇજિપ્ત ને રૂમ ને શામ ને
મિસર ભારત હજી એજ એના:
જો સુકાયું હશે કૈંક આ ઠામ તો
કૈંક લીલા હશે ત્યાં વધેલી:
વાય વ્હાણાં હજી તેજ રસ રેલતા,
વરસતી મેઘની તેજ હેલી.

ભૂત શું લઈ ગયું? આજ શું રહી ગયું?
ન્યૂન શું થઈ ગયું વર્તમાને?
કૈંક ફૂલો ખર્યાં, કૈંક ફૂલો ફૂટયાં,
હર્ષ ને શોક તે માટ શાને?
ઉકળતી કાળકેરી કઢામાં પડયું
આજ ખદ્બદ થતું સર્વ ભામે;
જે પડયું ટાઢું તે ભૂત તો રસભર્યું:
આજ પણ એમ કાલે ગણાશે.

૧૮૨

છે અનતત્વને એક છેડે પ્રભુ,
        માનવી છે રહ્યો અન્ય છેડે :
જીવન એ બેની વચ્ચે રહી ઉકળતું
        ઉછળતા સિંધુ શું પંથ ખેડે ;
માનવી ચાલ એ સિંધુ ઓળંગવા,
        પૂગવા આખરે પ્રભુકિનારે ;
જીવનનો સિંધુ નિશદિન ઉછાળા ભરે,
        ને ડરે તે જવા પેલી પારે.

સિંધુ આ પંડનો ભરતરંગે ચડે,
        ત્યાં ભૂલે માનવી પાર પેલી ;
સિંધુના નાદમાં, ઊર્મિવિખવાદમાં,
        દૃષ્ટિ ઉન્માદમાં રહેજ ખેલી ;
આવના સાદ સામા કિનારાથકી
        સંભળાતા પરે બધ' ધીરે :
જીવન પોતેજ શું પ્રભુવિરોધી હશે ?
        માનવી પૂગશે કો દિ તીરે ?

૧૮૩

જે અનંતત્વની સાંકળીમાં ગુંથ્યું,
તેજ સાંપ્રત અહીં માનવીનું;
સાંકળીની કડી એક જીવને જડી,
તે કડીમાં રહે જીવન ભીનું;
વેંતભર પાટ છે એ કડીનો અહીં,
માનવીજીવન છે એક બિંદુ:
એટલું બિંદુ પોતાનું કહી માનવી
જાય ભરવા અનંતત્વસિંધુ!

થાય સાંપ્રત બધું ભૂત ધીરે ધીરે,
ને દિસે જીવનં સરતું જતું ત્યાં;
કૈંક ક્વચો ઉતરતાં જતાં જીવનથી,
જીવન ભૂલે કદી શું હતું ત્યાં!
જે ગયું તે રહ્યું છે અનંતત્વમાં,
જે હજી આવશે તે ય રહેશે;
સાંકળી પણ દિસે નિત્ય સરતી જતી,
ને જીવન સરી જતુ સાથ વ્હેશે.

૧૮૪

જે જતી સાકળી એ વણાતી જગે
ત્યા જતા આપણે સૌ વણાતા
જે હશે ભાવિ તે થાય સાપ્રત પછી,
ને જતા ભૂત તે સૌ ગણાતા,
વિશ્વની સાકળી જે વણાઈ ગઈ,
ત્યા કશુ ભૂતને કાજ રોવુ ?
જીવન એવુજ આ જે ગુથાતુ હતુ,
તો જીવનમા વૃથા આસુ ખોવુ

સારૂ કે નરસુ જે લાગ્યુ આ હૃદયને,
તે હતી ગુથણી કઈ જીવનની,
સાકળીમા કડી એ નહીં પડત તો
સાકળી તૂટત સર્જનવહનની,
જે થયુ તેજ સારૂ ગણી ચાલવુ
જીવનકર્તવ્યમા વીરતાથી
ચદ્રની હોય લક્ષ્મી હનાઈ બધી
તોય આ ગો ઘૂમે ધીરતાથી !

૧૮૫

અમિત આ સાંકળી કાળ અવકાશની
　　છે પડી સકળ આ વિશ્વ વીંટી,
કોઈ હામે ન છેડા મળે એહના,
　　કોઈ હામે ન કો તૂટ દીઠી,
એક એ સાંકળીની કડીમાં બધું
　　માનવીજીવન રહે છે સમાયું,
મારૂ—મારૂ કરી માનવી જે કહે,
　　તે બધું એ કડીનું ગણાયું.

અલ્પ ને ક્ષુદ્ર આ એવું છે જીવન, પણ
　　ભોગવો તે ભલી રીત પૂરૂં,
છે કડી અલ્પ, પણ એ કડી વિણ રહે
　　સાંકળીકેરૂં ગુંથણું અધૂરૂં,
શું કડી એ કઢંગી થવા દેવી, કે
　　ઉચ્ચ કુન્દનતણી કૃતિ અનેરી ?
વિશ્વજીવન વિષે સફળતા વિફળતા
　　એજ છે માનવીજીવનકેરી !

૧૮૬

વર્ષ મોડો સુધી કાળઅંધારામા
જીવનની સાકળી નહી વણાની,
કીટ, પશુ, પંખી ને માનવી ઉપજતા
સાકળી અધૂરી રહી ગુથાની,
કાળઅંધારામા કંઇક કડીઓ પડી,
માનવી જોય નહીં જોય આજે,
જીવનનુ ભાન ધીમે ધીમે ઉઘડતા
એકતા સાકળીની વિરાજે.

પ્રકૃતિના નીચમા નીચ રૂપો થકી
જીવન કેવુ રહ્યુ આ ઘડાતુ!
દર ગિરિ ને ગુફામા જગત જાણતુ,
તે જીવન આજ ચોમેર ધાતુ,
જીવનનુ ભાન આ જેમ પ્રતિદિન વધે,
તેમ આ વિશ્વ પણ વધુ વિગમે,
જીવનની પ્રગતિમા જેમ માનવ વધ્યો,
તેમ નરનો નરોત્તમ ન થાશે?

૧૯૭

જેમ નાટક વિષે હોય અંકો ઘણા,
તેમ ગ્હે દૃશ્ય બહુ અંક અંકે,
કૈંક દૃશ્યો અને અંક સાથે મળી
પૂર્ણ તે થાય નાટક નિશંકે;
નાટ્યકારે પ્રથમ જેમ નાટક રચ્યું,
તેમ ભજવાતું તે જાય તખ્તે;
કાળ હો દિવસ કે વર્ષ કે યુગતણો,
તો ય ભજવાય તે એક વખ્તે.

દૃશ્ય એકજ કદી જોઈને કોણ કહે,
હોય નાટક બધું એમ કેવું ?
શું ગયું પૂર્વમાં, શું હશે ઉત્તરે,
એક એ દૃશ્યથી કેમ લહેવું ?
વિશ્વનાટક બધું એમ આ ચાલતું,
દૃશ્ય આ આપણું એક તેમાં :
કેમ સમજાય કદી એક આ દૃશ્યથી
પૂર્ણ આ વિશ્વનું તત્ત્વ એમાં ?

૧૮૮

વૃક્ષ દીઠું નહીં તેહના પત્રને
દેખતાં કોણ તે વૃક્ષ જાણે ?
ફૂલની પાંદડી એક બે દેખીને
ફૂલનો ઘાટ શું પૂર્ણ માણે ?
નહીં દીઠો માનવી, તોય કર તેહનો
જોઈ કો ચિત્ર શું તેનું પાડે ?
કલ્પનાની ભલે શક્તિ હો કારમી,
તોય નહીં વસ્તુ કો તે ઉગાડે.

જેવું ને જેટલું વિશ્વ દેખાય આ,
તેવું ને તેટલું જોઈ સામે,
કોણ જાણે હશે વિશ્વ કેવું બધું,
કોણ જાણે જતું કોણ ધામે ?
જે સતત વર્તમાને રહ્યું છે અચળ,
તે અનન્ત શું આજ માપે ?
જે સત્ય છે જ તેની કશી યોજના ?
વિશ્વનો અંશ કયમ વિશ્વ કાપે ?

૧૮૯

છે ઘડીપળનાણું, એમ કહી કોઇને
 આપણે કેમ શકીએ વખોડી?
એ ઘડીપળ ઉપર તો અનંતત્વની
 માળીની કડી સર્વ જોડી,
આપણી છે ઘડી આપણા માપની,
 તેમ સૌની હશે સૌ પ્રમાણે
સૂક્ષ્મની નિમિષ કઈ યુગયુગોની હશે,
 કેંક કલ્પોનાણી ગ્રહ માણે!

છે ઘડીપળતણું મેઘનું વ્યોમમાં,
 તદપિ દે સૂર્યનું ઉર ઉઘાડી,
છે ઘડીપળતણી વીજળી વાદળે,
 તદપિ ઝસુકાની દે વ્યોમઝાડી,
છે ઘડીપળ સમું આવીને ઊડતું
 જીવન આ જગતમાં સર્વકેર,
નથીજ ઓછી ઘડીપળ કદી કોઇની,
 જીવન ઝૂનાન જ્યાં રમ્યકેરૂ

૧૯૦

એ ઘડીપળ વિષે તો અનન્તના
શ્વાસ ઉચ્છ્વાસ કંઈ નિત્ય ચાલે,
કે અનન્તના વૃક્ષનાં પર્ણ એ,
કંઈ ઊગે ને ખરે કાળપાશે,
એ અનન્તની દોરી પર લટકતા
જગતમાં સર્વના જીવન ઝૂલે,
તો ઘડીપળતણું જીવન એ જગતમાં
તોય તે જીવવું મસ્ત મને!

જે અનન્તમાં સૌ સમાયું રહે,
તે અનન્તથી ભિન્ન છું?
સર્વના જીવન સ્ફુરે એ મહાજીવનમાં,
તો પછી ભિન્ન ત્યાં જીવન ક્યું?
જે અનન્તમાં આગિયા ઝબુક્તા,
તે અનન્તમાં છે જ તારા
જીવન હો દીર્ઘ કે ટુંકું તેથી કશું?
નિજ ઘડીપળ સમા હો ઝગારા!

૧૯૧

માનવીઆખને દૂર લાગે બધુ
દૂરની ભાવના દૃષ્ટિ પોષે
પ્રભુ ન્હો દૂર આકાશની પાર, ને
માનવીઆખ ઊચેજ જોશે,
પ્રભુ ન્હો દૂર તો દૂર આકાશના
સર્વ પડદા પડી દૃષ્ટિ ગેરે,
દૂર ને દૂર દુર્બિન રહે માપતો,
માનવી દૂર સ્વપ્ન નિરીક્ષે

છે અનન્તત્વ અહીં બધે પ્રભુ ન્હો,
ને અનન્તત્વની પાર વસતો,
નહી અનન્તત્વ ભેદાય આ દૃષ્ટિથી,
દૂર ને દૂર પ્રભુભાસ ખસતો,
છે અનન્તત્વની બે દિશા એક છે
ક્ષિતિજમા ને બીજી આખ પાસે
ક્ષિતિજમા દૃષ્ટિ અટકાય પ્રભુકરથકી
તેજ કર આખ પડી કંઈ ન ભાસે!

૧૯૨

નહીં મહાકાળમાં રાત્રિ કે દિવસ છે:
એક અણુરંગી દર્શન મહાનું;
ગઈ દિવા આવતી કાલ તેમાં નથી,
આગળું પાછળું કંઈ ન છાનું;
એક દોરી રહી વિશ્વદર્શનતણી,
તે રહે ગોળ ખેંચાણી એમાં;
જીવનની રંગભૂમિ જુએ જેટલી,
તેટલીની ગણે હસ્તી તેમાં

નિત્ય નવી રહી દોરી એ દેખાને
માનવીઆંખ ભરમાય આપે,
આજ ને કાલના ભાગલા પાડતી
તે મહાકાળને એમ માપે:
વિશ્વદર્શનતણી એ સિનેમાપટી
જીવનની ભૂમિમાં ફરતી લાગે;
દોરી દેખાય જ્યાં જીવનને માપતી,
જીવન ત્યાં માપવા કાળ માગે!

૧૯૩

ક્રોડ પર ક્રોડ વર્ષો ગયાં છે વહી,
　　ક્રોડ પર ક્રોડ બીજા ય જાશે,
પણ અનંતત્વનો જે પ્રવાસી રહ્યો
　　કાળ તે એમાં શું થાક ખાશે?
કંઈ જૂના તોડતો, કંઈ નવા જોડતો,
　　જાય એ વિશ્વઇતિહાસ રચતો
કંઈ અનંતત્વના સ્વપ્નને પૂરવા
　　કાળ અવિરત રહે એમ મથતો.

ક્રોડ પર ક્રોડ વર્ષો ગયાં છે વહી,
　　ને હજી માનવીજીવન વ્હેતુ,
માનવી પણ પ્રવાસી અનંતત્વનો,
　　શે ન જાણે જીવન નિજ હવેતુ?
વિશ્વ ખપે પલપળ નવું જીવનને,
　　જીવન એવે ભવે લાખ એવો
વ્યોમ તારાભર્યું તોય ખાલી રહે
　　બાલવા જીવનના સ્વપ્નહેવો!

૧૯૪

જગતમાં ફૂંકતા તીવ્ર શીત વાયરા,
તે થકી કબરમાં જઈ ભરાવું;
અગર ભડભડ થતા અગ્નિખોળે પડી
જ્યોતિની હૂંફમાં જઈ સમાવું;
કે પડી સૂર્યને તાપણે તાપમાં
ધ્રૂજતા દેહનુ દાન કરવું:
જ્યાં બધા શાંતિને શોધતા, ત્યાં જતાં
માનવીને કશું હોય ડરવું?

બ્રહ્મ તો જેમનુ તેમ રહે નિત્ય, પણ
સર્વ બ્રહ્માંડ આ જાય ફરતું;
જળ ફુવારાતણું જાય ઊડતું ઉપર,
તોય પાછું ફુવારે ઉતરતું;
શુદ્ધ છે જ્યોતિ એકજ, અનંતત્વની,
વિવિધરંગી વણ્યાં જીવન તેમાં:
રંગ પુરી બધા શુદ્ધ જ્યોતે જતુ,
માનવી ન્હાય તે છેક એમાં!

૧૯૫

જગતમાં જન્મતાં સર્વ આ માનવી
પોતપોતાતણો દીપ લાવે;
હોય તેજસ્વી કે હોય ઝાંખો કદી,
આંખને એજ રસ્તો બતાવે;
પોતપોતાતણા દીપમાં માનવી
પોતપોતાતણો ગર્વ ધરતા:
જગતદરિયે ધરી દીપ જૂદા જૂદા
માનવીદ્વીપ દેખાય તરતા.

સર્વના દીપમાં જ્યોતિ એકજ બળે,
પણ ગણે સર્વ નિજ જ્યોતિ જૂદી:
જ્યોતિ મારીજ આ છે ખરી, સર્વ કહે,
જ્યોતિ તારીજ દેખાય ઊંધી,
મારૂં ને તારૂં સૌ એમ ગુચવાદને
માનવીદ્વીપ અથડાય સઘળે;
સર્વ કહે દીપ મારોજ છે સૂર્ય શો;—
તોય શા સ્ખલન પ્રત્યેક ડગલે!

૧૯૬

માનવીને બધું જ્ઞાનથી જાણવું,
　　માનવું અન્યનું તે ઉવેખે ;
સર્વની આંખનાં તેજ જૂદાં જૂદાં,
　　માનવી સર્વ સરખુ ન દેખે ;
આંખની ગતિ સમુ આંખ સૌ દેખતી,
　　અન્યની આંખ શું કામ આવે ?
સર્વને દીપ જૂદો જૂદો જોઈએ,
　　અન્યનો દીપ ત્યાં કેમ ફાવે ?

જાણવું પ્રથમ તો જ્ઞાનને જગવું,
　　જગત નવીનર બનાવે પિપૂડી ;
જગતવ્યાપાર શું ખેડશે માનવી,
　　જો ન જાગે ફરી જ્ઞાનમૂડી ?
આંખનાં તેજ સમ દીપ અજવાળવો,
　　જોઈએ તેવી ઝગારી જ્યોતિ ;
જાય અજ્ઞાનઅંધાર પોતાતણો,
　　તોજ લે જ્ઞાન ને સત્ય ગોતી !

૧૯૭

કેમ કહે કોઈ, મારીજ શ્રદ્ધા ખરી,
કેમ કહે કોઈ, તારીજ ખોટી ?
સર્વના દીપમાં જ્યોતિ જળતી રહી,
સર્વની પોપતી આશ મોટી;
નહીં ઉગે ઝાડ શ્રદ્ધાતણાં જગતમાં,
કે ફળો તોડી સૌ જોય ચાખી;
જગતમાં સ્વાદ પણ સર્વના છે જૂદા,
સર્વની ભિન્ન રસવૃત્તિ રાખી.

સર્વ શ્રદ્ધા દિસે વ્યર્થ ને નાસ્તિ શી,
સર્વ શ્રદ્ધા દિસે તેમ સાચી,
એક દર્પણતણા ટૂકડા સૌ પડ્યા,
સર્વ નિજ ટૂકડે જોય રાચી;
સર્વ આકાશ આ એક છાયું બધે,
પૃથ્વી આખી નહીં એક દેખે:
કહીંક રહે ખુલ્લું ને કહીંક રહે વાદળાં;
નિજ શિરે જોય તેનુજ લેખે!

૧૯૮

સતત શંકા અને નિત્યના ભય વિષે
એક શ્રદ્ધા બધું રહે ટકાવી,
પ્રકૃતિની શક્તિના દન જ્યાં ત્યાં પડે,
માનવીજીવન તે દે ડરાવી,
એક શ્રદ્ધા વસે અંતરે ઊંડી તો
યુદ્ધમાં વીર જંગને ઝૂમે
સૂર્ય પણ એમ અજ્ઞાત અવકાશમાં
એજ શ્રદ્ધાથકી નિત્ય ઘૂમે!

માનવીહૃદયમાં ઉદય શ્રદ્ધાતણો
થાય છે જન્મતાં જગતમાંહીં,
બાળને હૃદય જે અમુક શ્રદ્ધા વસે,
તેજ તેની કરે વૃદ્ધિ આહીં,
જીવન ઘડવા થકી કંઇક ઓજાર નિજ
માનવી બુદ્ધિથી લે બનાવી,
તદપિ શ્રદ્ધા નહીં હોય જો હાથમાં,
કેમ ઓજાર તે દે ચલાવી!

૧૯૯

બુદ્ધિની સાથ શ્રદ્ધા ઉગે ને ખીલે,
તોલ શ્રદ્ધા બને કેમ ઓરી ?
વસ્તુ દેખાય જ્યાં સાંજ છે વસ્તુ, એ
કેમ બંધાય સિદ્ધાંતકોટિ ?
આંગણે ચાંદની રેલતી જોઇને
ચન્દ્રની થાય નભમાં પ્રતીતિ :
સૂર્ય ને ચન્દ્ર ને પૃથ્વી ભ્રમણે મળે
સૂર્ય ને ચન્દ્રની ગ્રહણરીતિ.

નહીંજ શ્રદ્ધા કદી નભકુસુમની ફળે,
માનવી વર્ષ લાખોય શોભે ;
માનવું હોય તે સર્વ માનો ભલે,
નેત્રનાં નીર નવ જાય મોભે ;
એક શ્રદ્ધાથકી એક ચિત્તે રહે,
ત્યા જડે ચિત્તને પરમ શાંતિ :
ચિત્તમાં ચિત્ર શ્રદ્ધાતણું જે હરે,
તો હરે ચિત્તની સર્વ ભ્રાંતિ.

૨૦૦

વિશ્વનો ભાવ તારકકણે ઉભરતો,
સૂર્યનો ભાવ જ્યોતિશિખામાં,
પૃથ્વીનો ભાવ પવનાય લીલા વિષે,
સિંધુનો ભાવ વાદળવિભામાં ;
મેઘનો ભાવ છે વીજઝબુકામહીં,
વૃક્ષનો ભાવ છે ફૂલતણખે :
જગતમાં ભાવતણખા ઉડે સર્વના,
સર્વની દૃષ્ટિ કંઈ ઊર્ધ્વ ઝંખે.

વિશ્વમાં હોય અંધાર તો છો રહ્યો,
સૂર્યમાં છો રહી તીવ્ર જ્વાળા ;
પૃથ્વીમાં છો રહ્યાં કળણ કર્દમ બધે,
સિંધુમાં છો રહ્યા ભયકડાળા ;
મેઘમાં છો રહી વિકૃતિમય શ્યામતા,
વૃક્ષમાં છો રહી અચળ જડતા :
છો રહ્યા માનવીમાંય બહુ દોષ, પણ
પરમ પ્રભુભાવ શા ઉર ઉપડતા !

૨૦૧

પ્રભુતણી આશિષો ઉતરતી રહે સદા
　　વિશ્વ પર તેજના અમૃત રેલી,
જેહની જેટલી ખુલી બારી હશે,
　　ઝીલશે તેટલી નેહ હેલી,
આતમ પરમાતમનો યોગ એ બારીમાં,
　　નિત્ય પરમાતમ જોતો રહે ત્યાં,
આતમ જો બારી એ નહીં ઉઘાડી શકે,
　　તો પછી પામશે યોગ એ ક્યાં?

તોય એ બારી પર પ્રેમની ધાર શી
　　પ્રભુતણી આશિષો નિત્ય પડતી
ખોલ તું ખોલ તું એમ કંઈ બોલતી,
　　ત્યાં ટકોર કરી રહે તતડતી,
કાટ ખાઈ ગયા આગળા તોડશે,
　　બારી જ્યાં ખોલી ત્યાં નજર કરશે,
તિમિરમાં રાચતો માનવી નીરખશે
　　અમૃત પ્રભુના કેવા સભર વરસે!

૨૦૧

માનવીજીવનના ત્રાજવાં જગતમાં
અનંત રહે ડોલતા તોલ કરતા,
નહીંજ સ્થિરતા પલક પામતા કોઈ દિન,
નહીંજ આરામમાં ઠામ ઠરતાં;
ઘડીક આનંદનું ત્રાજવું ઉતરતું,
જોઈ ભગ્ના જતો મનુજ મહીં,
ત્રાજવું જાય પાછું ઉપર ત્યાં ચડી,
ને પડે હૃદયની આશ જૂઠી.

વિધિતણો હાથ એ ત્રાજવાં ધરી રહ્યો,
ત્રાજવા નહીંજ સમતોલ રહેતા;
અનંત આનંદ ને શોકના ડોલને
નનનું વિધિતણો હાથ દેતા;
નહીં બનાવે મળે અનંત આનંદ, કે
નહીં ખૂનને મળે શોકદરિયો·
જીવન જોખાય કે માનવી, શું હશે?
કેમ સમજાય એ અગમ કિસ્સો?

૨૦૩

માનવીઆખમાં ભાવિજીવનતણું
સ્વપ્ન સરતુ રહે કોઈ રીતે;
પૃથ્વીનું વેતભર જીવન જે દીસતું,
તે નથી પાડયુ કો ચિત્ર ભીંતે:
વેંતભર જીવન એ સહજ પૂરું થતાં,
સ્વપ્ન પણ શું થશે લુપ્ત એનાં ?—
દોર તૂટી ગયો, ઘટક ફૂટી ગયો:
હોય ભરવાં હવે વારિ શેનાં?

જગતમાં વિષમ છે ત્રાજવાં વિધિતણાં,
જીવન સૌનાં નથી એકસરખાં;
પળપળે ત્રાજવા થાય ઊંચા નીચા,
કદી મળે પાત્ર તો નહીં પગરખાં,
વિષમ એ જીવનનો જોગ એવો વિષમ
કેમ આ માનવીને ટકાવે?
જીવનના વિષમ એ ત્રાજવાને ન શું
ભાવિજીવનજ સમતોલ લાવે?

*અનંતત્વની સાંકળી

૨૦૪

સ્થૂળવાદી જગે કેક વિજ્ઞાનીઓ
        મૃત્યુની પાર નવ કશુંય દેખે:
દેહનાં સર્વ પરમાણુઓ જઈ પછી
        પંચભૂતે ભળે, એમ લેખે;
જે રસાયનથકી શક્તિ ઉત્પન્ન થઈ,
        તે વિલય પામતાં શક્તિ તૂટે;
પરમ આ પ્રકૃતિના યંત્રનું પૂતળું
        ભાગતાં યંત્રની મુક્તિ છૂટે.

બુદ્ધિ તો સર્વને કહે મરી મીટવા,
        મૃત્યુ છે અંત સર્વે ક્રિયાનો.
બુદ્ધિની પાર નવ બુદ્ધિ દેખી શકે,
        બુદ્ધિ બંધાય બાંધી વિધાનો;
પણ ઉરે પળપળે જીવનનો મોહ આ
        જીવનને જીવનની પાર જોતો;
સ્વપ્ન ને કલ્પના કેરી પાંખે ઉડી
        મૃત્યુની પાર નિજ આશ પ્રેરતો!

૨૦૫

જીવનનો અંત જો હોય પાપ મૃત્યુમાં
    પુણ્યનું ફળ કદી હોય માગી,
કેમ આ ઝુમ્મી જીવન એ ખેચશે,
    પુણ્ય ક્યમ છોડશે દુખઆગી?
ક્યાર પશુનું કશું જીવન છે ગાળવું?
    આશ વિશ્રામનું ધૈર્ય ક્યાંથી?
જીવનને ભ્રાન્તિનું સ્વપ્ન જીરવાતું,
    પુણ્યને ટકવે ધર્મમાંથી

જન્મનું બીજ જો હોય કંઈ પાપમાં,
    તો મરણ જગત આ છેક પાપી.
શૂન્યમાંથી નહીં એકડો ઊપજે,
    ઘો પછી પુણ્યની વાત કાપી,
હેકતો, દોડતો, પડી પડી ઊઠતો,
    ફરી ફરી માનવી જોય ઊંચે
પાપ શું થઈ ગયું, પુણ્ય શું ગ્રી ગયું—
    ને મુઝાતો રહે જીવનગૂંચે

૨૦૬

બીજમાંથી ઉગે છોડ નાનો પ્રથમ,
　　છોડમાંથી ઉગે વૃક્ષ છાઈ;
ડાંખળી, પાંદડી, પુષ્પથી ખીલતુ
　　તે ફળી જાય આખર સુકાઈ;
બીજમાંહીજ જે સૂક્ષ્મરૂપે હતું,
　　તે ખીલીને થયું વૃક્ષ મોટુ;
બીજમા નહીં હતુ તે થયું વૃક્ષમાં,
　　કેમ કહેવાય એ કથન ખોટુ!

જીવનના વહનમાં જે બધુ થાય તે
　　જીવનના બીજમાં પૂર્ણ હતુ;
જીવનના અંતનુ દૃશ્ય પણ બીજમાં
　　જન્મ પૂર્વે હતુ એમ સત્તુ;
બીજ જો ભૂમિ ને કાળમાં છે પડ્યુ,
　　તેમ તેની ખીલે જીવનલીલા;
કેમ એ જીવનનુ વહન કો ફેરવે?
　　પૂર્વથી છે પડ્યા સર્વ ચીલા.

૨૦૭

અણગણ્યાં વર્ષ પૂર્વે હતું કેવું આ
 માનવીજીવન તે સહજ ધારો
જંગલો ને ગુફાઓ વિષે ઘૂમતો
 માનવી જીવતો કરી શિકારે,
બુદ્ધિ ને કલ્પના કંઈક ધીમે ધીમે
 ખીલતાં એ થયો આજ જેવો,
આજ તો સ્વર્ગ સુધી છલંગો ભરી
 ધ્રૂજવે સ્વર્ગના કંઈક દેવો!

કોણ જાણે અજબ માનવીજીવન આ
 શું થશે ભાવિમાં વિશ્વપાટે?
કાદવે ખૂંચતો, વ્યોમમાં ઊડતો,
 આજનો ક્યાં જશે કાળઘાટે?
કેટલાં પડ બીજાં ગહન આત્મના
 ઉકલી માનવીઆંખ પામે?
માનવી ભાવિજીવને બને દેવ, તો
 પૃથ્વી આ સ્વર્ગરૂપે વિકાસે!

૨૦૮

કંઈ હજારો બીજાં વર્ષ વિશ્વે જતાં,
માનવીજીવન બનશે અનેરૂં,
ભાવિ એ જીવન કંઈ લક્ષધા દીપશે
દિવ્યના ભવ્યનાથી ઘણેરૂં,
આજ આ જીવનનો ભેદ જે નવ ભગે,
આજ જે વિશ્વ લાગે ઉખાણું,
ભેદ પામી, ઉખાણું કદી છોડવી,
જીવન લેશે નવલ વિશ્વલ્હાણું !

આજ કુંડાં ભરે ગોઝારે ભર્યાં,
ઉગશે ત્યાંહીં આનંદકૂવો,
આજ આ જનનીનો દાગ તૂટ્યો દિસે,
તે થશે ત્યાં અખંડિત અમરો,
આજ આ ટૂકડા ઈંદ્રધનુના પડ્યા,
તે બની ભવ્ય વર્તુલ સુહાગે·
માનવીજીવન આ ભગ્નસ્નેહે ભમે,
તે તદી પૂર્ણસ્નેહે ડુલાગે !

૨૦૬

માનવીરૂપ જેવું દિસે આજ એ,
    તેહ અંતિમ નથી રૂપ એનું;
જે મહામાનવીજીવન છે ભાવિમાં,
    બાળપણું આજ દેખાય તેનું,
આજ એ નવનવે રમકડે રાચતો,
    ભાગતો ફોડતો જાય રોતો,
ચંદ્રનો ટુકડો વ્યોમમાં ચગવવા
    રોજ માગી, રડી આંસુ લ્હોતો!

વિશ્વનો નિયમ છે વિશ્વની પ્રગતિનો,
    ત્યાં જીવન સર્વ છે પ્રગતિપંથે,
આવતા ઉતરતા સિંધુમોજાં તટે
    ભરી રહે સિંધુની ભરતી અંતે,
જીવનમરણ વિષે બુદ્ધિબળ જે પડ્યું,
    વર્તુવો જાય તેના વિકસતા
શું થશે માનવીજીવન એ ભાવિમાં?
    સ્વપ્ન શાં શાં સરે નયન હસતા?

૨૧૦

વેંતભર જીવનમાં મ્હાલતો માનવી
  વિશ્વનો સકળ અધિકાર ઇચ્છે;
બુદ્ધિ ને કલ્પનાકેરું બળ સાધતો
  પ્રકૃતિની શક્તિનો પાર પીછે;
પાંખ પકડી ઉતારે નીચે વીજને,
  શબ્દસંદેશ મધજે પૂગાડે;
કલ્પનાચિત્ર રાવણતણી લંકનું
  આજ અહીં જીવતું કરી ઉઠાડે!

દોડતા જગતની પાર આ દોડતો
  માનવી ભાવિમાં શું ન કરશે?
વાદળાં કોરીને આજ જે ઊડતો,
  તે ન શું ચંદ્ર પર જઈ ઉતરશે?
પગ ઉપર શું અનંતત્વ નહીં બાંધશે,
  રજ ઉપર સૂર્યની દિવ્યતાને?
કલ્પના સર્વમાં જો નહીં પરિણમે,
  તો ઉગે કલ્પના શા નિધાને?

૨૧૧

શક્તિઓ કૈંક છે માનવીની હજી
અણુખપી, અણુખીલી પડી રહેલી;
નથી નવીનતા હજી બાળપણની ગઈ,
આંખ છે લાખ પ્રશ્ને ભરેલી !
સર્વમાં આંગળી મૂકવા જાય એ,
કંઇક સમજે, વળી ક્હીંક દાઝે :
પાય ડગમગ થતા, બોલ અધુરા જતા,
ઘડી ઘડી પડી જતાં પૃથ્વી બાઝે !

માનવી આજ તો છોડ જેવો દિસે,
જે ઉપર ફુલ બેચાર ફૂટે;
છોડ પર ફળ હજી કોઈ લાગ્યાં નથી,
કે જગત પૂર્ણ આસ્વાદ લૂટે;
નહી હજી સિંહનુ બાહુબળ છે ખિલ્યુ,
નહી હજી શબ્દમાં મેઘ બોલે :
માનવી પૂર્ણ નરવીર જ્યારે થશે,
કોણ જાણે કશી સૃષ્ટિ ખોલે !

અન તાત્વની સાકળી

૨૧૨

નાની નાની બધી વ્યગ્રતા આજની,
    આ બધી ગર્વની તુચ્છ વાતો,
આ બધી પૂતળી બાળરમતોતણી,
    આ ક્ષણિક મોહ દેતી બિરાતો.
આત્મની આંખ જ્યારે પૂરી ઉઘડશે,
    તુચ્છતા એ જશે મરી ત્યારે;
માનવી પૂર્ણ દેહે ઊભો ત્યાં થશે,
    શક્તિ ખુલશે નવલ હૃદયદ્વારે.

આજ ખદ્યોત શા માનવીઓ વિષે
    કો મહાત્મા ફરે લોકજનમાં,
ચંદ્ર શું તેજમાં જે વિશેષે ઝળી
    મર્ત્યને આંજતો મનગગનમાં,
ભાવિમાં માનવીજાત આખી થશે
    એ મહાત્મા સમી શક્તિશાળી,
ને મહાડગ ભરી કૂચ કરતી જશે
    તુચ્છતા આજની સર્વ ટાળી!

૨૧૭

નવનવા આશગો રોજ ઉરમાં ઉગે,
નવનવાં ધ્યેયના દૂર તારા;
નવનવી આશ ઝબકે ઉષાપાંખમાં,
નવનવાં સ્વપ્નના નીલ ક્યારા :
ભાવિ તે માનવીજીવન કેવું થશે,
તેહના એજ સંકેત આવે :
મદ કુમળી પ્રભા જે પ્રભાતે પડે,
તેજ ભાનુપ્રભા ભવ્ય લાવે.

આજ વિજ્ઞાનની વીજળી ખોલતી
વિશ્વઅંધારનાં કોતરોને;
ગણિત કંઈ કંઈ કરીને ખગોળે જુએ
માનવી અણદીઠા કંઈ અહોને,
ભાવિફેરી વસતે થશે ભરતી જે,
વીળ તેની પડી છેજ ચૂકી :
પૂર્ણ જ્યારે થશે એ મહામાનવી,
લાગશે દેવની મૂર્તિ ટુકી !

૨૧૪

ભવ્ય તે ભાવિનુ માનવીજીવન એ
ઉચ્ચ બનશે બધી રીત એવુ
મગર ભરતી ચડે સિંધુમા પૂર્ણ, ત્યા
સિંધુજળ પૃથ્વી છલકાય જેવુ,
આજ જ્યા સિંધુજળ પુગી શકતુ નથી,
છાઈ દેશે સકળ તે કિનારો,
છોળ પર છોળ મારી, બધુ ભરી દઈ,
સિંધુ આખોજ કરશે ધસારો!

આજ લાગે ગગન દૂર ઊંચે ગયુ
કૌતુકો રશ્મિઓથી ભરેલુ
તે ઉતરતુ નીચે આવીને ઝુકશે,
જોઈ નિજ હૃદય ખુલ્લુ પડેલુ!
પૃથ્વીની આ દશે દિશ ખુલી ત્યા જશે,
નહીં કશુ પૃથ્વીનુ ગુપ્ત રહેશે
એ મહાજીવનના શાંતિ આનંદમા
માનવી મસ્ત નિજ સ્થાન લેશે!

૨૧૫

કોક રેશમતણા કીટ જેવી જુઓ
મથી રહે વ્યોમની રાત્રિદેવી ;
નિજ હૃદયતારલામાંથી રેશમ સમાં
કિરણ ગ્રહી માંહી વિંટાય કેવી !
રાત્રિનો કોશીરો એ વિટાતો રહે,
ને પછી ફોડી તે જ્યોતિપ્રબળે,
ભવ્ય કો કનકમય પોપટી શો છૂટી
સૂર્ય ત્યાં ઊડતો બ્હાર નિકળે !

વિશ્વના જીવનનું જાળું એવું જુઓ
દૃષ્ટિ સામે જતુ આ ગુંથાતુ ;
અણગણ્યા જીવનના કિરણતારોથકી
સતત એ એમ રહેતુ વિંટાતુ ;
કોણ જાણે રહ્યું શું મહીં નિપજતુ,
તોડશે જાળુ એ ગાઢ ક્યારે ?
ફોડી તે માહીંથી, કો મહાસૂર્ય શું,
નિકળશે નવજીવન કેવું ત્યારે ?

૨૨૬

આ બધા રૂપ ને દશ્ય દેખાય તે
માત્ર જૂદા જૂદા ઘાટ ગજે,
નવનવા તત્ત્વમિશ્રણ કરી એમ એ
નવનવી રીતથી આખ આજે;
પંચતત્ત્વોતણી એ કળા કારમી
જોઇને માનવીબુદ્ધિ થાકે,
મૂળ તે વસ્તુ નહીં કોઈ જોઈ શકે,
માનવી વ્યર્થ નિજ તીર તાકે.

સર્વ એ રૂપ ને દશ્યની પાર ત્યાં
મૂળ એ પ્રકૃતિ રહી છે છુપાઈ,
ઘાટ જુજવા રૂપે છાય એ પ્રકૃતિની
નિત્ય ઉડતી રહે દૃષ્ટિ છાઈ,
એ બધી વિવિધ છાયા વિષે જીવીએ
આપણે પણ જગે છાય જેવા,
છાય એ તૂટતા ઘાટ છૂટી પડે,
ને થશે આપણા કાટ કેવા !

૨૧૭

આસપાસે દિવાલો કરીને થયો
માનવી બધ તેમાંજ પોતે;
નહીં જડે દ્વાર ચૈતન્યને વિહરવા;
ઢાંકી આંખે કશો માર્ગ ગોતે?
આત્મથી દેહને ભિન્ન કેવળ ગણી
બાંધી ચૈતન્ય ઘેરી દિવાલો;
દેહ ને આત્મના પરમ સંલગ્નને
ભૂલતાં થાય પોતે નિરાળો.

તોય એ યુગયુગોની દિવાલો વિષે
ફાટ અહીં તહીં પડે કૈંક નાની;
જે અનતત્વ છાઈ રહ્યું વિશ્વમાં,
તેની તેને મળે ત્યાં નિશાની;
દેહ ને આત્મની પરમ સંલગ્નતા
પ્રીછશે માનવી પૂર્ણ જ્યારે,
તૂટશે એ દિવાલો બધી દૃષ્ટિની,
ને થશે મુક્ત ચૈતન્ય ત્યારે.

## ૩૧૮

જીવન આ પળપળે લાગતું પિગળતું,
      જીવન આ વહી જતું જોતજોતાં;
સર્વ બદલાય ને સર્વ સૂકાય, ત્યાં
      પાસવે આજને કેમ ખોતાં?—
માનવીથી કદી કેમ કહેવાય એ,
      માનવી શું દિસે માત્ર માટી?
લાખ વર્ષોથકી જ્ઞાન જે કંઈ મળ્યું,
      તેય એ માટી શું દેશું દાટી?

આ બધું જાય બદલાતું તો શું થયું?
      જે જગે છેજ તે સતત રહેશે;
અલ્પ આ દૃષ્ટિ ને જ્ઞાન જાણે નહીં
      ક્યાં ગયું ને રહ્યું કોણ વેશે;
પ્રકૃતિનું પૂતળું ભાગી બદલાય, પણ
      પરમ ચૈતન્ય તો નિત્ય ઝળશે,
માનવીઅંતરે એજ તણખો રહ્યો,
      તે હતો ને સતત રહી પ્રજળશે!

૨૧૯

હાસ્યનાં ઝેર પર આંખ જે ઠરી ઝળે,
    આંખ તે કેમ નહીં બંધ કરવી?
ગાનકોલાહળીથી કાન ખોદાય જે,
    કાનની ખાઈ તે કયમ ન ભરવી?
સ્વાદના નૃત્યમાં જીભ મલકાય જે,
    જીભ તે કેમ નહીં સીવી દેવી?
કુસુમની ઘેન શું નાસિકા જે ઢળે,
    નાસિકા તે મુખે શીદ રહેવી?

વાયુના લાડથી જે ત્વચા ધણધણે,
    તે ત્વચા નાખવી કયમ ન ચીરી?
જેહ પંચેંદ્રિયો માનવીને છળે,
    કેમ તેને ન દેવી ફકીરી?
જીવનની ગાડીના પાંચ એ અશ્વને
    માનવી શુ ન સત્પંથ દોરે?
બાગનો અશ્વ ગાડી ઊંધી વાળી દે,
    ને પડે જીવન અધાર ઘોરે!

૧૧૦

કેમ આ બાણ પાંપણતણાં એમ સૌ
છે રહ્યાં સજ્જ ખેંચાઈ આંખે?—
આંખની ખાઈમાં છે લૂંટારા છુપ્યા,
તે બધે બાણ ચોમેર નાખે;
દૃષ્ટિમર્યાદનાં પટ પડી મુખ ઉપર
કેમ ઢાંકી રહ્યાં હૃદયભાવો?—
હૃદયસાગર વિષે કંઈક મોજા કૂદે,
જોઈ તે ડરી ડુબે કંઈક નાવો!

કેમ આ આપણી વાસનાઓ બધી
પિંડકેરી ગુહામાંજ બળતી?—
જગતના તાપમા સૌ સુકાઈ જતુ,
ત્યાં જતા બહાર સૌને પ્રજળતી;—
માનવીને મળ્યુ તે બધુ ગુપ્ત છે,
સત્યને ઢાંક્યુ છે સ્વર્ણપાત્રે:
આત્મના તેજ નહીં આંખ ઝીલી શકે,
આત્મ ઢંકાઈ રહે ગાત્રગાત્રે!

૨૨૧

સ્થૂળ પંચેદ્રિયોથી જગે માનવી
જીવનવ્યવહારનું જ્ઞાન લેતો;
ઈંદ્રિયોથી ઘણું જાણી સમજી શકે,
તોય ત્યાં તે ન બંધાઈ રહેતો;
જ્ઞાનમાં ગ્રહી શકે માનવી જે જગે,
તેથી યે કંઈ અધિક જ્ઞેય પ્રજ્ઞા;
જગતની વસ્તુઓ તોલતાં, મુલવતાં,
કેમ કરે ઇંદ્રિયોની અવજ્ઞા?

તોય એ સ્થુળ પંચેદ્રિયો પાર શું
નહી હશે ઇંદ્રિયો અન્ય કોઇ?
બુદ્ધિ ખોળી શકે તેથી યે કંઈ અધિક
તે શકે ચેતના ગૂઢ જોઈ:
કીડીઓ, પક્ષીઓ, પ્રાણીઓ કંઇક છે,
જે કહે અગમસૂચક બનાવો:
કંઇક એમ છે જગે, કંઈ બીજી ઇંદ્રિયો,
જીવનને દઈ શકે નવલ લ્હાવો.

૨૨૨

પ્રાણી ભૂચર બધાં ભૂમિ પર જે જીવે,
તે ન જીવી શકે સિંધુજળમાં;
જળચરો સિંધુજળમાં વસે ને જીવે,
તે ન જીવી શકે ભૂમિતળમાં;
જળચરો ભૂચરો કો ન ઊડી શકે
તેમ આકાશમાં પક્ષી જેવાં:
જેમ જેનાં જીવન છે મળ્યાં જગતમાં,
યોજવાં તે જીવન તેમ તેવાં.

સ્થૂળ પંચેંદ્રિયો જે મળી તે થકી
માનવી સ્થૂળનું જ્ઞાન પામે;
જે ન સમજાય કે જે ન જીરવાય તે
કેમ કહેવાય નહીં હોય નામે?
કૈંક ગહી છે અવર ઇંદ્રિયો પ્રકૃતિની,
જે હજી સુપ્ત છે માનવીમાં;
સૂક્ષ્મનું જ્ઞાન વધતું જશે, તેમ ઉર
પ્રકટશે ઇંદ્રિની સૂક્ષ્મ સીમા.

૧૨૩

જેમ સમજવું મેં સૂક્ષ્મની વાતને
સૂક્ષ્મને સમ ત્યાં સૂક્ષ્મ થાવું
સ્થૂળ આ દૃષ્ટિથી સૂક્ષ્મને શોધતાં
નહીં અધિક સ્થૂળમાં ગૂંચવાવું
સ્થૂળ આ ઘન પદાર્થો પડે દૃષ્ટિએ
સૂક્ષ્મ ભળતા અને તે પ્રવાહી
ને પ્રવાહી બની બાષ્પ ને વાયુ ત્યાં
સૂક્ષ્મતમ થાય આકાશમાંહી

સર્વ આકાશતત્ત્વ વસ્તુ અણુમાંહું
નહીં જ એ સૂક્ષ્મ દેખાય આંખે
તીવ્રથી વાયુથી પણ અધિક બળવત્તું
જગત સર્જેલ દે ગૂઢ પાંખે
ગગન આકાશતત્ત્વે વસી સૂનું
સમ નિર વદન તેથી છુપાવે ?
ગગનની નોંધ એ તત્ત્વ નામે ઉરે
સ્થૂળો સૂક્ષ્મ એમજ ઝુલાવે !

૨૨૪

માનવી જ્ઞાન પચેંદ્રિયોથી ગ્રહે,
　　પણ ન તે જાય બધાઇ તેથી ·
ગ્રહણની શક્તિ જ્યમ જ્યમ વધે જીવનમા,
　　બુદ્ધિ ત્યમ ત્યમ વધે ત્યા બધેથી,
જ્ઞાનનો મ્હેલ એ પચસ્તભે ઊભો,
　　પણ ન સરજી શકે અન્ય પોતે,
ખાનુ ને સુંઘવુ એજ એ ઇંદ્રિયો
　　જોનુ ને સૂણવુ ક્યાથી ગોતે?

માનવીકેરી તૃષ્ણા અને વાસના
　　સૌ ઊઠે એ ગ્રહણશક્તિમાથી,
જ્ઞાન જે વસ્તુવુ બુદ્ધિને નથી થયુ,
　　તેની તૃષ્ણા ઊઠે નહીંજ ત્યાથી,
જોઇ સર્જન પૂછે બુદ્ધિ સર્જક વિષે,
　　પણ ન જોયુ કદી કેમ કલ્પે?
પ્રભુ થયો તેથી એ માનવીરૂપ, કે
　　માનવી આપ પ્રભુરૂપ તલ્પે!

૨૨૫

સૂક્ષ્મ એ ઇંદ્રિયો ખીલતાં હૃદયમાં
આત્મનાં સૂક્ષ્મ દ્વારો ઉઘડશે;
જે ન દેખાય સમજાય આજે કશું,
તે બધું સ્પષ્ટ ત્યાં નજર પડશે;
સ્થૂળ સૌંદર્યથી દૃષ્ટિ જે મ્હોતી, તે
ભૂલશે સૂક્ષ્મ સૌંદર્ય જોતાં:
આત્મના રંગ લાગે રૂડા આંખને
મેઘધનુરંગનું ભાન ખોતાં.

જે ક્રિયાઓ ન કો દૃષ્ટિ ભેદી શકે,
વસ્તુભેદક કિરણ તેહ ભેદે;
દૃષ્ટિમાં એમ જ્યાં સૂક્ષ્મ કિરણો ફૂટે,
ત્યાં બધી સ્થૂળતા દૃષ્ટિ છેદે;
પ્રકૃતિના તત્ત્વને નિયમમાં લાવતાં
સ્થૂળની સૂક્ષ્મતા સહજ મળશે:
જળ ઠગે ઉષ્ણ તો બાષ્પ થઈને ઉડે,
જેમનું તેમ થઈ ભૂમિ ઢળશે!

૨૨૬

આરસીમા પડતુ સૂર્યનુ બિંબ, તે
સૂર્યને આરસીમા બતાવે,
સિંધુમા, સરિતમા, કૂપમા પણ પડી
બિંબ એ સૂર્યને ત્યા ઝુલાવે,
અણગણ્યા તારારૂપ સૂર્યો વિષે
બ્રહ્મનુ બિંબ બ્રહ્માડ ધારે
નાથનુ બિંબ આ સૂર્યદર્પણ પડી
નાથનુ તેજ જગમા પ્રસારે.

નાથના બિંબ એ છેજ જ્યા ત્યા પડ્યા,
તોય નહીં માનવી શીદ દેખે?
સૂક્ષ્મમા, સ્થૂળમા, ફૂલમા, ધૂળમા,
લાખ રૂપે પડ્યા છે સુરેખે,
માનવીહૃદયમા પણ પડતુ બિંબ એ,
તેજ એ હૃદયમા પ્રશ્ન પૂરે
આ કર્યુ, તે કર્યુ, શુ હતુ, શુ હશે—
એમ ફેલાય ઉર દૂર દૂરે!

૨૨૭

માનવીહૃદયમા નાથનુ બિબ એ
હૃદયને એમ આખર જગાડે,
ક્યાંથી આવ્યુ હશે અતરે કિરણ, તે
શોધવા દૃષ્ટિ કઈ દૂર માડે,
પણ પડ્યા નાથના બિબ ત્યા અણગણ્યા
નિરખતા હૃદયમા તર્ક ઊઠે
આખ સૌ બિબમા જાય ગુચવાઈ, ને
સહજ તે કિરણનો દોર તૂટે

મૂળ તે બિબની ખોજમા માનવી
કેમ ગુચવાય પ્રતિબિબ જોતા?
મૂળ તે બિબને ભૂલશે એમ શુ
દૃષ્ટિથી કિરણનો તાર ખોતા?
બિબમા બિબને દેખતા માનવી
પામશે શુ નહીં તાર પાછો?
શુ બને જીવન એ ખોજમાહીંજ જશે?
નહીંજ શુ ભાસ પણ થાય આછો?

૨૨૮

સ્થૂળ આ દેહ ને સ્થૂળ પંચેન્દ્રિયો
શુદ્ધ આનંદ દે ક્યાંથી કોને?
માટીના કળણ તો મર્ત્યને ગાડશે—
આસ્તિકોને વળી નાસ્તિકોને;
શુદ્ધ આનંદ તો પ્રકૃતિની પાર છે,
તે મળે પ્રકૃતિના ભોગમાં ક્યાં?
ચંદ્રની ચાંદની જે સુધા વરસતી,
તે નથી ચંદ્રની માટીમાં ત્યાં!

તો પછી શુદ્ધ આનંદ એ શોધવા
શું જશો માટીની વ્યર્થ વાટે?
પળપળે રોતું એ માટીનું પૂતળું
ખેલતું જંતુના ભોગ માટે,
થાય આનંદની આંખ ત્યાં અંધ, ને
નહીં જડે કોઈ સૌંદર્ય હાથે.
શુદ્ધ આનંદ છે શુદ્ધ ઉરસ્નેહમાં,
જે વસે અમર ચૈતન્ય સાથે.

૨૨૯

જીવનઆનંદ છે એકસરખો અર્થે,
        પ્રકૃતિની શક્તિને વ્યક્ત કરનો,
વિશ્વચૈતન્ય જે જીવનને જગવતુ,
        તે જીવનમાં રહે સતત તરતો;
પ્રકૃતિની શક્તિ પંચેદ્રિયોમાંહીથી
        સ્થૂળ આનંદનો સ્વાદ માણે;
પણ ઉંડે જીવન પંચેદ્રિયો પાર જ્યાં,
        ત્યાં ચિદાનંદને તે પ્રમાણે.

સર્વનો જીવનઆનંદ સરખો નથી,
        સર્વની પ્રકૃતિ છે ભિન્ન જગમાં;
ગરુડ આનંદ લે સૂર્ય સામે ઉડી,
        ઘુવડ લે રજનીનાં તિમિરડગમાં;
તેમ અંધારમાં પ્રકૃતિ વ્હેંચાઇને
        જીવનઆનંદ લે ભિન્ન રીતે;
પરમ આનંદ તો સર્વનો એક છે:
        કોઈ એ બેઉની પાર જીતે।

૨૩૦

કેમ આ શબ્દથી અમિતને માપશો ?
કેમ આ આંખથી અદીઠ જોશો ?
કેમ આ કર્ણથી મૌનને સુણશો ?
કેમ આ સ્પર્શથી સૂક્ષ્મ પ્રીછશો ?
છેક આધારરૂપ અતળ ને ઊંડાં,
માનવી નિત્ય એ જોઈ શોધે.
વ્યર્થ માં વા એ માનવી વાં કરે,
નહીંજ ત્યાં કલ્પનાદોરી પ્રોવે.

પૂછનારો બધું પૂછી પૂછી ભૂલે,
બોલનારો ભૂલે બોલ બોલી,
કૈંક તર્કો કુતર્કો કરી માનવી
આખરે હારતો આંખ ચોળી.
હોય અંધાર ને હોય ત્યાં સત્ય, પણ
નહીંજ કો એક પણ શબ્દ કહેશે,
કોડ તાગ પામ્યા મર્મ મેં કાઢ્યા,
પણ સદા એજ અંધાર રહેશે!

૨૩૧

કેમ પ્રભુને કદી માનવી કલ્પશે
 જે કદી નહીંજ કલ્પાય કલ્પ્યો ?
દૃશ્ય આ સૃષ્ટિમાં પ્રકટ જે નવ પડે,
 તે ન પકડાય કોથીય તલ્પ્યો;
કેમ પ્રભુને કદી માનવી સમજશે,
 જે ન સમજાય કો પ્રકટ ગુણથી ?
સરિતજળ જેમ કહેવાય મધુરૂ મુખે,
 સિંધુજળ ખારૂ બોલાય ગુણથી.

જ્યોતિને પૂછ્યો, રૂપ તારૂ કશું ?—
 રૂપ જેવુ જુઓ તેવુ મારૂ·
વાયુને પૂછ્યો, ગંધ તારી કશી ?—
 ગંધ જેવી બજે તેવી વારૂ:
પાણીને પૂછ્યો, સ્વાદ તારો કશો ?—
 સ્વાદ જેવો ગ્રહે જ્યા મળુ ત્યાં·
તત્ત્વમા કેમ આરોપવો ગુણ કશો ?
 કેમ પ્રભુ એમ નિર્ગુણ કહ્યુ ત્યાં ?

૨૩૨

હૃદયધમમર કે હૃદયઉદ્‌ગાર કહો
કે કહો નાદ અંતરગણનો
કે ખુદાની અમાનત કહો તેહને
કે કહો ધ્વનિત ભેરી રણુરણનો
મન એ પ્રેરણા માનવી પામતો
દિવ્ય એ સ્વર પડે મન કાને,
માફ ને સ્પષ્ટ નિજ બુદ્ધિ ને હૃદયથી
માનવી તે ધરે કયમ ન ધ્યાને?

માનવીમાં રહ્યું પરમ ચૈતન્ય તે
હૃદયમર્મથી કંઈ સુણાવે,
જાય અંધારમાં ગબડવા માનવી
સદા ચૈતન્ય એ ત્યાં સ્મરાવે,
એ સ્વરોને સુણી બુદ્ધિ દરગો ગી
ગબડતું હૃદય પણ ત્યાં અટકશે
હૃદય ને બુદ્ધિ નિર્મળ કરી માનવી
નહીંજ અંધારમાં ફરી ભટકશે

૨૩૩

એકમાંથી અનેકજ થયા જગતમાં,
        તો પછી સર્વ કયમ એક થાશે?
એકમાંથી બધા નાના થાય, પણ
        સર્વના નખ જૂદા ગણાશે,
મૂળ એકમ વસે છે બધી વ્યક્તિમાં
        તોય એ વ્યક્તિ છે સર્વ જૂદી,
માનવીએ જવું મૂળની પ્રગતિમાં,
        કે હરી ગતિ ફરી લેવી ઊંધી?

જેહ એકમ ગયું મધ્યબિંદુ વિષે
        તેજ એકમ પરિઘમાં પ્રસરતું
મધ્યબિંદુ પ્રસરતાં પરિઘમાં મહીં
        તે મહાબિંદુ ત્યાં એક હતું,
વ્યક્તિનું સત્ય વહતું પરિધિ પ્રતિ જતું,
        તોય નહીં બિંદુથી તેહ તૂટે
માનવી પ્રગતિમાં એમ આગળ જતાં,
        નહીંજ એ એકથી ક્યારેય છૂટે

૨૩૪

એકમાંથી વહે અગણિત કિરણ, તે
સર્વ પોષાય એ એકમાંથી;
જીવનનું મૂળ એ એકમાં છે રહ્યું,
જીવનરસ મેળવે સર્વ ત્યાંથી;
કિરણ એ જાય આઘે ગમે તેટલું,
તોય એ એકનું અંગ રહેતુ;
કિરણ દેખી શકે નહીં જ નિજ મૂળને,
તોય નિજ મૂળનું તેજ લેતુ.

માનવીની બની આ અહંભાવના
કિરણ પૂરતી બને રહે જગતમાં:
'હું' અને 'મારું' છે મૂળ જે એકનું,
તે થયું સર્વનું કિરણજનમાં.
'હું'તણું ભાન એ કિરણમાં ઉપડતા,
'હું'તણું 'હું' પછી તેહ ગોતે.
એ 'મહા હું' રહે કિરણના 'હું' વિશે,
તેજ 'હું' મૂળનો પથ શોધે.

૨૩૫

પ્રકટ આ ગહન અંધાર પાછળ રહ્યું
વિશ્વચૈતન્ય તે કો ન દેખે;
જે કરૂં તે કરૂં હુંજ આ જગતમાં,
અંતરે એમ સૌ જીવન લેખે;
દીપ સળગાવી કોણે મૂક્યો છે છરો,
કોણ એ દીપમાં તેલ પૂરે?
દીપ જાણે નહીં કેમ પોતે થયો,
કેમ પોતે ગયો નાચી નૂરે!

એક દિન દીપનું તેલ એ ખૂટશે,
આવશે વાયુનો કો ઝપાટો,
ને ભભકતો પછી દીપ એ બૂઝશે:
ક્યાં જશે દીપનો વ્યર્થ ફેરો?
વિશ્વચૈતન્ય તો સર્વ જીવને ગ્રહે,
શું થયું જો ન એ જીવન જાણે!
ફળ ન જાણે ગયું ભળિયું ભૂમિમાં,
તેજ ગમ ત્યાંથી નિજ બીજ આણે!

૨૩૬

સકળ આ સૃષ્ટિનું પરમ સર્જન મનન
 માનવી જોય અદ્‌ભુત સમીપે;
કોણ સર્જક હશે સર્વ સર્જનતણો?
 તેય પરનાર છે કોણ દીપે?
એ મહાકવિતણું છે મહાકાવ્ય એ,
 જે હજી જાય અદ્‌ભુત રચાતું,
ખંડ પર ખંડ અગણિત રચાતા રહ્યા,
 તોય એ ના હજી પૂર્ણ થાતું!

સૃષ્ટિરચનાતણો પરમ રચનાર એ
 ક્યાં રહ્યો છે અગોચર છુપાઈ?
પરમ આનંદ ઉભરાઈ એનો રહ્યો,
 સૃષ્ટિ સુંદર પળેપળ છવાઈ,
જ્યોતિધારાતણા બિંદુ જ્યાંથી ઊડે
 વ્યોમમાં, ક્યાં રહ્યો તે ફુવારો?
પરમ આનંદના ફૂલ જ્યાંથી ફૂટે,
 તે છુપી ક્યાં ગયા છોડ ન્યારો?

૨૩૭

જે રહ્યો છે છુપાઈ જગત પાછળે
    જગત તેને જ શોધી રહ્યું છે,
જે રહ્યો છે જગતમાંહી છૂપો કહીં,
    જગત ભરાઈ તેથી ગયું છે!
જે રહ્યો છે અગોચર સદા આંખથી,
    આંખ તેની પરમ જ્યોતિ વરસે
ધામ તેને કહે નામ તેનું ગ્રહે,
    પણ અલખ લક્ષના જગત તરસે!

જે પ્રભાતે ગુલાબી ઊઠે ભાનુ આ
    વ્યોમમાં તે ઉગ્યા હોય કેરી?
રમન નક્ષત્ર ને તારલાની રમે,
    તે હશે કેરી આકાશદેવી?
જે હૃદયમાંથી સરજાઈ કવિતા બની
    તે હૃદયને શકે કોણ જોઈ?
સર્જનારો સદા છે જ સર્જન વિષે,
    પ્રભુતા મૂર્તિ દેખાય ખોઈ!

૨૩૮

જે છુપ્યું લાગતું ગહન અંધારમાં,
        તેજ આકર્ષતું રહે બધાને;
જે દિવસના પ્રકાશે રહ્યું સ્પષ્ટ, તે
        રહે પડ્યું મર્ત્ય વસ્તુપ્રકાશે;
અણમળી વસ્તુનો મોહ છે મર્ત્યને,
        અણદીઠ ધામ સૌ સ્વર્ગ લાગે;
નહીં જડ્યું સ્વર્ગ તે કલ્પનામાં રચી
        માનવી નિરખવા નેહ માગે.

જો કદી થાય પ્રભુ પ્રકટ નિજરૂપમાં,
        તો બધી પૂજ્યતા જાય એની;
કોઈ માને અને કોઈ માને નહીં,
        થાય ઝગડાભરી મૂર્ત્તિ તેની,
કલ્પના એકરૂપે ન સૌને ભજે,
        પૂજ્યતા જાય સૌ મોહભંગે
આગિયો ઝબુકતો આંખ આંજી ઉડે,
        પકડતાં તો દિસે કીટ અંગે!

૨૩૮

જે વિચારો બને શબ્દ ને કાર્ય, તે
કોણ જોઈ શકે મૂર્ત રૂપે?
જે બધા ભાવ મુખ પર રહે તરવરી,
તે જણાશે કયા હૃદયરૂપે?
પાંદડામાં વીણા જે લગી છે રહી,
તે કદી બીજમાંથી કળાશે?
સર્વ આ સૃષ્ટિસર્જન થયું કયા થકી,
મૂળ તે કેમ જોઈ શકાશે?

સર્જનારો મહા હેજ સર્જન વિશે,
સર્વને અંતરે વાસ એનો,
ભાવ ને કલ્પનાથી થયું કાવ્ય તે
કેમ છૂટો કરે જોગ તેનો?
કેમ સર્જન કરી જોય સર્જક જગે,
જે થયું પાણીથી ફીણ જેવું?
ફળ થયું ફૂલને હૃદય મહાલીને,
પણ ન જાણે હજી ફૂલ કેવું?

૨૪૦

સર્વ બ્રહ્માંડનું કેન્દ્ર અણદીઠ જે,
        તેથકી સર્વ આ જીવન જાગે,
અંતરાત્મા, પ્રભુ, વિશ્વચૈતન્ય કહો,
        ઊગતું સર્વ ત્યાંથીજ લાગે;
બીજમાંથીજ જે સર્વ ઊગતું રહે,
        તેજ બીજે ગ્રહે તત્ત્વભાગો,
પૃથ્વીની હૂંફ ને સૂર્યચુંબનથકી
        જાગી ઊગતું ભરે જીવનશ્વાસો.

પવનપાંખે ભરી પાંખ પક્ષી ઊડે,
        સિંધુજળમાં તરે મચ્છ સગતા,
વનવને, ઉપવને, લલિત લીલાથકી
        વૃક્ષ ને પુષ્પ સૌંદર્ય ભરતા,
પ્રાણીઓ, જંતુઓ, પ્રકટ ચેતનભર્યા,
        કે ક્રમે સ્થિર પડ્યું જડ બધું જે,—
સર્વ તે કેન્દ્રની પ્રેરણા પામતા
        પુનર્મર્જનલીલામાંહીં ગુંજે !

૨૪૨

વિશ્વચૈતન્ય જે આત્મ રૂપે રહ્યું,
ખીલવો તેની સૌ પરમ જ્યોતિ;
સિંધુતળિયે પડ્યું ગાઢ અંધારમાં
છીપમાં એવું અણમોલ મોતી!
એજ ચૈતન્ય જ્યાં જ્ઞાનને ચેતવે,
ત્યાં પ્રભા ભવ્ય ભભુકે જીવનમાં;
જ્ઞાન તો માત્ર છે અભિમાન સમુ,
ચેતના વિણ ન લે તેજ તનમાં.

પ્રકૃતિની ધૂળ દેશો નહીં વળગવા
અંતરે દુષ્ટ એ વાસનાથી;
ધૂળનાં પડ ઉપર પડ ચડે, તો પછી
ચેતશે જ્યોતિ ત્યાં સહજ ક્યાંથી?
ધૂળના પડ પ્રથમ સાફ એ સૌ કરો,
હૃદયતલ સ્વચ્છ રાખો હમેશે!
વિશ્વચૈતન્યનો એક તણખો મહીં
કો પળે જીવન ઝબુકાવી દેશે!

૨૪૩

વિશ્વચૈતન્યનો એક તણખો પડી
આપણી માટીમાં ક્ષોભ ભરતો;
વિશ્વચૈતન્ય પ્રભુ આપણી પાસ છે,
તેજ એ માટીનુ હેમ કરતો;
જડ બની હૈસ ખાની પડે તે થકી
લાખ ચચડાટ એ છેજ સારા;
માટીનુ મૂલ્ય નહીં થાય તણખા વિના,
એક વિણ સર્વના રહે ઉધારા!

એક તણખા વગર માટી જે જે પડી,
તે બધી છે પડી શુષ્ક રેની;
નહીં જરે રસ કશો તે થકી કોઈને,
નહીં ઉગે વૃક્ષ, નહીં થાય ખેની;
જીવનલીલા બધી ફૂટતી ક્ષોભમાં,
એક તણખા થકી પ્રૌઢિ પામી;
વિશ્વચૈતન્ય પ્રભુની ફરે સ્વારી, ત્યાં
ક્ષોભ છે માટી કેરી સલામી!

૨૪૪

જે મહાત્મા થયા જગતમાં મહા, તે
એજ ચૈતન્યની જ્યોતિ પામ્યા,
વિશ્વચૈતન્ય ત્યાં પ્રકટતાં સોગણું
જીવનના કંઈક અંધાર વામ્યા,
પ્રકૃતિની સૂક્ષ્મતા હોય ઉત્કૃષ્ટ, ત્યાં
થાય ચૈતન્યની અધિક સિદ્ધિ
હોય આકાશ નિર્મળ અધિક જેટલું,
તેટલી જ્યોતિની થાય વૃદ્ધિ.

વિશ્વચૈતન્ય એ છેજ પ્રભુ આપણો,
દિવ્ય એ મૂળ છે વિશ્વકેરૂ,
સચ્ચિદાનંદ એ, સર્વનિર્બંધ એ,
સર્વ આ વિશ્વનો એજ મેરૂ,
જ્ઞાન જે નવ મળે ઇંદ્રિયોથી કદી,
તેજ એ વિશ્વચૈતન્ય આપે,
વિશ્વને વિશ્વમાંથી કરો બાદ, પણ
સર્વમાં એજ રહી શેષ વ્યાપે?

૨૪૫

એજ ચૈતન્યને દિવ્યતાથી ઝીલ્યુ
    મર્દ પયગંબરોએ સ્વચિત્તે,
એજ ચૈતન્યનુ મર્મ કંઈ દાખવ્યુ
    ભિન્ન ઉદ્ગારથી ભિન્ન રીતે,
માનવીજાત છે એક આ જગતમા,
    તોય છે સર્વના ભિન્ન રૂપો
પાણી પાતાળથી આવતુ એક, પણ
    ધાર ને સ્વાદમા ભિન્ન રૂપો!

વિશ્વચૈતન્ય એ માનવીમા રહ્યુ
    તે ઉપર ત્યા ચડે ગાઢ જાળા,
સ્થૂળ પંચેદ્રિયોનાજ ઉપભોગમા
    મારી દે તે ઉપર સખત તાળા,
ત્યા ફરી વિશ્વચૈતન્ય એ ઝળુમ્યું,
    સત્યના દિવ્ય ઉડતા ફુવારા,
ને નવા કોઈ પયગંબરજ ઉતરી ત્યા
    આપતો કંઈક સંદેશ ન્યારા!

૨૪૬

વિશ્વચૈતન્ય જે સર્વ જીવને ગ્રહ્યું,
તેજ સૌ જીવનને શુભ પ્રેરે,
પ્રાણીઓ સર્વ એ પ્રેરણા પામતા
સહજ ભાવે અગર સજ્જ પેરે;
બુદ્ધિ કે કલ્પના જ્યાં નથી ખીલી, ત્યાં
સર્વ પશુઓ કરે સહજભાવે,
માનવીમાં ખીલી કલ્પના જેટલી,
તેટલી પ્રેરણા ભવ્ય આવે!

માનવીહૃદય છે સૌ કવિત્વે ભર્યાં
એજ ચૈતન્યની પ્રેરણાથી,
એજ ચૈતન્યથી કલ્પનાવૈભવે
અધિક ઓજ ઝગે દિવ્યતાથી,
જેવું ચૈતન્ય એ ઉતર્યું વ્યક્તિમાં,
રૂપ તેવું થયું ભિન્ન તેનું
એજ ચૈતન્ય ને એ કવિત્વજ ખરી
માનવી કેરી છે કામધેનુ!

૨૪૭

કંઈ વિચારો નવા આવતા મગજમાં
માનવીને અચંબો પમાડે,
અણદીઠી અણસુણી અણભણી વાતથી
કદીક સ્વપ્નો હૃદયને જગાડે,
તેજ પંચેંદ્રિયો છે સકળ પ્રાણીમાં
તોય છે આચરણ ભિન્ન સૌના,
નાન વરના દિસે ભિન અનુરતનો
ભિન્ન છે ગાડરા તેમ ગૌના

દૃશ્ય આ ક્ષિતિજ સુધીજ દેખી શકે
સ્થૂળ આ આંખની દૃષ્ટિ એવી,
તોય છે અંતરે આંખ એવી અવર,
ક્ષિતિજની પાર પણ જોય તેવી!
માનવીમગજમાં કદીક નવનવા
વીજળી જેવી આવી ઝબૂકે
નવ દીઠી નવ સુણી કે નહીં અનુભવી
એવી આશ્ચર્યકૃતિ વારી મૂકે!

૨૪૮

વિશ્વચૈતન્યની મૂર્તકવિતા સમુ
ગ્રહ મંડળ વિશ્વ અદ્ભુત રચાતુ;
જે મહાકાવ્યકર્તા રચે વિશ્વ એ,
સર્વ તેનુંજ સર્જન સુહાતું;
એજ ચૈતન્યની પ્રેરણાથી રચે
કવિજનો નવનવી સૃષ્ટિ નિજની,
કલ્પનાવૃક્ષ જે માનવીમાં ખીલે,
તે પ્રભા એજ ચૈતન્યબીજની.

નવલ એ સૃષ્ટિસર્જનતણી કલ્પના
નવ ઊઠે સ્થૂળ પંચેંદ્રિયોથી,
જ્ઞાન જે માનવીએ જગે મેળવ્યું,
તેથી અદકું ન કહેવાય કોથી,
જાણીતા મુલકમાં જ્યમ પ્રવાસે જતા
કો અજાણ્યો મુલક નહીંજ શોધે:
નવલસર્જનતણી કલ્પનાનેય એ
ઇંદ્રિયો પાર ચૈતન્ય બોધે!

૨૪૯

દૃષ્ટિ સામે દિસે જગત આ ચાલતું,
તેજ કંઈ જાણવા યોગ્ય નહીં શું?
વિશ્વનું તંત્ર આ ચાલતું જોઈને
કંઈજ શું સાર તેનો ન લહીશું?
એકના બે અને બેનના ચાર છે,
આંકડા એમ અગણિત લખાતા,
વિશ્વનું ગણિત એ કંઈક પણ જાણતા
વિશ્વના ભેદ કંઈ કંઈ ભણાતા

ચંદ્ર રવિ તારકો ને ગ્રહોની ગતિ
માનવીએ ન શું અચૂક શોધી?
મહિનો વર્ષ પછી આવતા ઋતુની
ફેરી પણ શું નથી એમ નોંધી?
ને ગ્રહોની અસર ને ગ્રહોના નિયમ
કંઈક પણ માનવી શું ન પામ્યો?
ઉત્તમાર્થીને સમજવા વિશ્વની
ગર્જે વિશ્વનો નિયમ જાગ્યો!

૨૫૦

ગતિ કોડો ઘૂમે દૂર આ ગ્રહ બધા,
માનવીજીવન શું તોય ભળતા,
વિશ્વનો નિયમ સર્વત્ર રહે પ્રસરતો,
તો ગ્રહો માનવી સાથ મળતા,
નહીં ગ્રહો દોરવે માનવીભાગ્યને,
દોરનારો ગણો નિયમ મૂગો,
નિયમની કૂંચી જો માનવીને મળે,
જીવન સમજાય ત્યાં મુઠ્ઠી ધૂજે!

અમુક કાળે બરફ જો હિમાલય પડે,
તો પડે મેઘ પણ અમુક દેશે
નિયમ એ માનવીને મળ્યો, તેથી શું
દેશનું ભાગ્ય છે બરફવેશે?
માનવી વ્યર્થ શંકા અનંતા તજી
નિયમને શોધતાં આપ ખોવે,
ઘુવડ શું આંખને બંધ કરતાં કદી
સૂર્યની શક્તિને કેમ તોલે?

૨૫૩

ભાગ્ય, પ્રારબ્ધ કે નસીબ નામે કહો;
કર્મ, સંજોગ કે દૈવઘટના,
કે કહો પૂર્વજન્મોતણું ફળ કદી:
માનવીની નહીં એવી રચના;
કંઈક પણ છે ખરું, માનવી સાથ જે
જન્મથી સતત સંબંધે સાંધે,
માનવીના પ્રયત્નો શું જોડાઈને
જીવનમર્યાદ તે કંઈક બાંધે!

નહીં પ્રયત્નોથકી જોગ એ છૂટતા,
જીવનમર્યાદ નહીં કો ખસેડે;
પાક પૂરી કદી અન્ન પામે નહીં
કોઈ પણ ખેતરી ખડક ખેડે.
સત્યથી જે નિયમ માનવીને મળ્યો,
ને નિયમ જીવનમાર્ગ દાખે
કેમ ખોટો કહું અનુભવે જે ઠર્યો?
સત્ય એ પરખતા મર્મ ભાખે!

૨૫૪

જીવનમર્યાદ એ ગ્રહનિયમ દાખવે,
વ્યક્તિની શક્તિની હદ બતાવે;
માનવી એ ભલી રીત જો જાણી લે,
તો જીવનપથ નિજ નવ ડગવે,
સર્વ જીવનોતણી ભિન્નતા શા થકી?
શા થકી રાય ને રંક એવા?
સર્વ એ ગૂઢ આ નિયમ સમજાવતો·
જન્મના જોગ સૌ ભિન્ન કેવા!

તોય એ નિયમ સમજી જીવનપથના
માનવીએ સહુ કાર્ય કરવુ,
માનવીનુ હજી જ્ઞાન અંકુર દિસે,
નિયમની પૂર્ણતામા વિચરવુ,
રોગ કો વૈદ્યથી પૂર્ણ પરખાય નહીં,
તેથી વૈદુ જ કયમ ખોટુ કહીએ?
નિયમ સમજાય નહી પૂર્ણ જો કોઈને,
તેથી શુ નિયમને વ્યર્થ લહીએ?

## ૨૫૧

પાટ પર સ્વરતણા ચિહ્ન સૌ પાડીને
તે સ્વરો વાચી પાછા ઉચ્ચરતા,
સ્વર ભુમાતા ન વચાય તે એન્જીથી
નહીં સ્વરે આપ ઉચ્ચાર કરતા,
નિયમ સ્વર સ્થાપના ને પુનર્પ્રાપ્તિનો
માનવીને જડયો અજબ આજે,
એમ અદ્ભુત સ્વરાનેખપનો થયા
સ્વર ઝીની તે ફરી ઉચરી ગાજે!

વીજળીનો મળ્યો નિયમ જ્યારે પ્રથમ,
તારથી મન સંદેશ દેતા,
તાર એ તૂટતા સર્વ તૂટી જતું,
તાર વિણ કો ન સંદેશ વ્હેતા
આજ સ્વરમોજ આકાશના છે જડયા
ને જડયા મોજ તમને રડે।
તાર વિણ જાય સંદેશ ને ચિત્ર પણ
એ ચમત્કાર જોવા અને!!

૨૫૨

માનવીબુદ્ધિ ને માનવીકલ્પના
શું કરી ના શકે જગતમાંહી?
વસ્તુવિજ્ઞાનથી કંઈક પડદા ખુલ્યા,
ને હજી ઉઘડશે કંઈક આંહી;
સરિત જળધોધની શક્તિ યોજે ગ્રહી,
યોજશે શક્તિ સાગરતણી યે;
સર્વ આકાશનું ઉદર ખોળી વળી
કાઢશે કંઈક રત્નો વળી એ!

જે ગ્રહોની ગતિથી નિયમ સાંપડ્યો,
તે નિયમ માનવી ક્યમ વિચારે,
માનવીજીવનની વ્યક્તિમર્યાદ પણ
એ નિયમથીજ સમજાય ક્યારે?
વસ્તુવિજ્ઞાન જ્યમ વસ્તુનિયમો લહે,
છેજ . ગ્રહસ્થિતિતણું જ્ઞાન તેવું:
કાર્યકારણતણી સાંકળી જો જડી,
તો કડીનું ન શે જ્ઞાન લેવું?

૨૫૫

ઉગ્ર જ્વાલામુખી પ્હાડ જ્યાં ફાટતો
કંઈક ગામોતણો નાશ કરતો,
રૌદ્ર દારૂણ એ રૂપને દેખતાં
માનવી પ્રલયનો ભાસ ભરતો;
ઉકળતી સરિત શો ઉષ્ણ લાવા વહી
છુંદતો દાટતો જાય પથે;
સર્વનો થાય સંહાર એ માર્ગમાં,
સારૂ કે નરસું સૌ એક અંતે!

નહીં બચે પાપનાં ધામ એ પંથમાં,
નહીં બચે દેવળો કે મસીદો;
સાધુ કે શઠ નહીં કોઈ ઉગરી શકે,
કોણ શાગીર્દ, કેવા મુરીદો?
પ્રભુતણો નિયમ પણ એમ વિશ્વે વહે,
નહીં શકે કોઈ તેને સુધારી:
માનવી નહીં હજી સર્વ સમજી શકે,
શું કરે પ્રાર્થનાથી મનાવી?

૨૫૬

માનવીરૂપ પ્રભુ પુરુષ કલ્પો ભલે,
કે ગણો શક્તિ એ વિશ્વમાતા;
તાત ને માત પ્રત્યક્ષ સર્જક જગે
જોઈ કલ્પાય વિધિ કે વિધાતા;
સર્વ શ્રદ્ધાથકી ભક્તિ એની કરો,
સર્વ શ્રદ્ધાથકી સત્ય પાળો:
નહીં રહે કોઇથી દૂર, આકાશ શો,
એક પણ નિમિષ પ્રભુ એ નિરાળો!

માનવીરૂપ પ્રભુ એમ કલ્પો ભલે:
છે દયાસિંધુ એ પરમન્યાયી;
કીડીને કણ ધરે, હસ્તીને મણ ભરે;
પણ ન એનો ફરે નિયમ સ્થાયી:
કેમ એ નિયમથી પ્રભુ કદી ચળી શકે?
છે દયાસિંધુ, તો સર્વ માટે!
માનવીરૂપ હો પ્રભુ ભલે, તેથી શું
ઉતરશે આપણી અધમ પાટે?

૨૫૮

કોઈની પ્રાર્થનાથી નિયમ નહી ચળે,
    નહીજ પાછો ફરે કોઈ કાજે;
વિશ્વની એ મહાગતિ ન અટકે કદી
    એક કે સો ચકી કો ઈલાજે;
જંતુ લાખો વસે આપણા રક્તમાં,
    રક્તના વહનમાં જીવન તેનાં;
કેમ કો કાજ એ વહન અટકી પડે?
    માનવીજીવન તો ભિન્ન શેનાં?

રક્તના વહનની એ ક્રિયામાં હશે
    કંઈક તડફડાટ એ જંતુકેરા;
વિશ્વના વહનમાં માનવીજીવનના
    તેમ છે સર્વ પરિતાપ ઘેરા;—
તો પછી પ્રાર્થનાથી કશુ માગવુ?
    પ્રભુજી શુ એમ નિજ નિયમ ત્યાગે?
ભક્તિ તો સ્નેહનુ છે સમર્પણ ખરે,
    ભક્ત સાચો કશુ યે ન માગે!

૨૫૯

વિશ્વનિયમે બધુ જે થતુ જાય આ,
    તેજ નિયમે સકળ જીવન ચાલે,
માનવી જે કરે તે કરે તેજ, કે
    નિયમથી જે લખાયુ કપાળે?
વિશ્વની જાળ અવિરત વણાતી જતી,
    ત્યા કરે દોરી આ કોણ છૂટી?
જીવન વણનાર કે વિશ્વ વણનાર એ?
    છોડવે કોણ એ આંટીઘૂંટી?

તોય એ જીવન જીવનારને છે પડી
    જીવન એ સર્વસુંદર સજાવવા,
દોરી એ જાળવણનારકળામા દીપે,
    ભાગ એ જીવનકેરો બજાવવા
કોણ કરનાર એ પ્રશ્ન શા કાજ એ?
    ભાવિ સૌ ભૂતમા કેન્દ્રશે
વિશ્વનિયમે થવાનું હતુ તે થયુ,
    નવ કશું હર્ષ કે શોક આરો!

૨૬૦

માનવી જગતમાં શું મનસ્વીપણે
જે ગમે તે કરે, એમ કહેશો ?
નથીજ સ્વરૂપ આ માનવીના કુળે,
શું પડી જાળ સ્વાતંત્ર્ય લેશો ?
વિશ્વની જાળમાં સૌ ગુંથાયા પડી,
દેશ ને કાળની સર્વ મૂર્તિ,
કેમ કોઈ કહે, હું ગમે તે કરું ?
કેટલી હોય સ્વૈરસ્ફૂર્તિ ?

વિશ્વની પ્રગતિમાં, વિશ્વના નિયમમાં,
માનવીવ્યક્તિ સમતોલ રહેતી,
નહીં મનસ્વીપણે મ છૂટે જાળથી,
સર્વને સ્થાન એ જાળ દેતી,
સફળતા, વિફળતા, વિજય ને હાર સૌ,
નથી કશું માનવીનેજ હાથે,
વિશ્વસંજોગનું પૂતળું માનવી
પામશે શું લડી વિશ્વ સાથે ?

૨૬૧

જેહ, પોતાનું 'હું' માનવીમાં રહ્યું,
 તે 'મહા હું'તણું કિરણ નાનું;
કેમ એ કિરણ નિજ કાર્યશક્તિ ભૂલે,
 ચપળ ચૈતન્ય રહે શિથિલ શાનું?
જે 'મહા હું' વણી છે રહ્યું જાળને
 દોરી ખેંચાતી રહે તેની 'હું'થી;
'હું' 'મહા હું' અને જાળવણતર બધાં
 વિશ્વ આ છે રહ્યાં એમ ગુથી!

જ્યાં પડે ગાંઠ એ જાળવણતરતણી,
 ત્યાં ટરી જાય વ્યક્તિત્વ એનું;
સર્વ 'હું' એમ બળનાં 'મહા હું' વિષે
 જાળથી હોય ભિન્નત્વ કેનું!
કર્મ સાથે પરાક્રમ ગુથાઈ રહ્યું,
 દોરીના વળ રહ્યા દોરી સાથે:
માનવી કેમ વળ છોડવીને કહે,
 મેં કીધું કે થયું કર્મ હાથે?

૨૬૨

વિશ્વતળે પડેલો ઝગડતો માનવી
જીવનનો સ્વામી છે તોય પોતે;
જ્યોત અંધાર વીંધી રહે જેમ આ,
તેમ અંધાર વીંટાય જ્યોતે;
જ્યોત શું વીંધીને કિરણ પ્રસરાવવું,
એ જ છે જીવનનો હક અનેરો;
આત્મની જ્યોતિ ચોમેર પ્રસરાવવાં
નહીં નડે વિશ્વઅંધાર ઘેરો.

સર્વ સ્વપ્નોતણી સૃષ્ટિ છે જેહની,
અદ સંકલ્પનું વિશ્વ જેનું,
સ્નેહ ઔદાર્ય સામ્રાજ્ય છે જેહનું,
કેમ હોલાય વ્યક્તિત્વ તેનું ?
જીવનનો સ્વામી પોતે જ છે માનવી,
જાળ આ ત્યાં ભલે રહે ગુંચાતી:
ઝાંઝે રહે ગુંચાતું કિરણ, તોય ત્યાં
જ્યોતિ તેની ન બંધાઈ જાતી !

૨૬૩

વાયુની લહર ફરી પોપચા પર રહે
આંખ અંતરતણી ખોલવાને,
સૂર્યની પ્રભા ઉતરતી આગણે
ખોલવા કહે હૃદયની પ્રભાને,
બારીમાથી કુસુમવેલ ડોકાઈને
આત્મપરિમલતણું સ્મરણ આપે
વિશ્વચૈતન્ય એ લક્ષધા મર્મને
પળપળે કંઈક સંદેશ આપે!

વિશ્વમા જીવન તો સૌ પ્રવાસે પડ્યા
મુલકથી દૂર ને દૂર પળતા,
પથની ધૂળ ને ચાર્ની શૂળમા
જઈ પડે ભૂલમા તોય બળતા!
વિશ્વચૈતન્ય એ મનને દોરતી
કંઈક સંકેતથી સ્થાન લાવે
મેઘ વ્યોમે ચડી જાય બહુ દૂર પણ
આખરે વાયુથી પૃથ્વી આવે!

૨૬૪

દૃશ્ય આ બ્હારનું જે દિસે તે ખરૂં,
        માન્યતા સર્વની એવી જૂની;
સૌ વિસંવાદ ને શોક આ જગતના
        માનવી પર રહ્યા એમ રૂઢી;
બ્હારનું દૃશ્ય પરિતૃપ્તિ શી આપશે,
        જોતજોતાં બધું થાય ઝાંખું:
વસ્તુની સ્થૂળના સ્થૂળ આંખો જુએ,
        ને ઉડી જાય સૌંદર્ય આખું!

પુષ્પસૌંદર્ય આંજી રહે આંખને,
        તોય કરમાય તે જોતજોતાં;
રંગ અદ્દભુત રહે વ્યોમ રેખાદ્યને,
        પણ થતા લુપ્ત રવિકિરણ ખોતાં;
બ્હારનુ જાય સૌ બ્હાર અંતે ઉડી:
        રે જુઓ વસ્તુના આત્મમાંહી!
સ્નેહ આનંદ તેના ઉરે ઝીલતા
        શો ઝળે આત્મ તમ વિકસી ત્યાંહી!

૧૬૫

વસ્તુનો આત્મ જોતાં જડે ત્યાંથી
પરમ સૌંદર્ય તે વસ્તુકેરૂં;
ફૂલનો રંગ કે ઘાટ જોતાં નહીં
ત્યાં મળે તેનું સૌરભ અનેરૂં;
ગાનના ચિહ્ન કે વાદ્યની રાગ વિષે
નવ જડે ગાનઆનંદ ઊંડો:
નવ મળે મધતણું અમૃત આરોગ્યકર
મોહતાં દેખી મધુકોશ રૂડો

સત્ય સૌંદર્ય છે ગર્ભચૈતન્યમાં,
એજ છે દિવ્ય તત્ત્વાર્થ એનો;
વસ્તુનું એજ અસ્તિત્વ ને સિદ્ધિ છે,
એજ આત્માનુરૂપ સ્વાર્થ તેનો;
સત્ય સૌંદર્ય છે ગૂઢ ચૈતન્યનું,
તેજ આપી આનંદ આપે,
આત્મનું કેન્દ્ર જ્યાં સત્ય જન શોધશે,
ત્યાંજ તે આત્મસૌંદર્ય સ્થાપે!

૧૬૬

આપણું આત્મનું કેન્દ્ર જ્યાં – શોધીએ,
ત્યાંજ અંતર્જીવન વિશ્વનું છે;
ઊર્મિનું મર્મ ખોળી શકે, તે પછી
સિંધુના મર્મ માટે ન પૂછે;
આપણે હૃદય જે નિત્ય દોલા પરે,
છેજ તેવા અનંતત્વદીપે;
આપણાં એજ સ્પંદન વિશે કેમ તો
એ અનંતત્વસ્પંદન ન લહીએ?

આત્મનું કેન્દ્ર એ આપણું ઘર ખરે,
એજ વિશ્રામગૃહ સૌનું અંતે;
જીવનનાં યુદ્ધથી થાકી પરવારી ત્યાં
આખરે આવવા સર્વ ચિંતે;
અહીંજ આરામ છે, શાંતિ સુખધામ છે,
અહીંજ આનંદ છે શુદ્ધ સાચો;
જીવનની પૂર્ણતા જીવન એ માણશે,
છો ફૂટે કાયનો કુંભ કાચો!

૨૬૭

એ અનંતસ્પંદનનો બોધ જ્યાં
હૃદયસ્પંદન વિષે થાય મનને,
વસ્તુ ને વસ્તુનું બાહ્ય સૌંદર્ય ત્યાં
નહીંજ બાંધી શકે કો નયનને,
મનુજના દેહ કે જગતના દેહની
નહીં પડી ત્યાં રહે કો ગુલામી,
અમર આમાંજ છે માનવીનો ગુરુ,
માનવીજ આત્મ છે સત્યનામી!

સર્વ ઊંડાણ છે માનવીહૃદયમાં,
ત્યાંજ ઊંડે ઊંડે આત્મ જાગો,
સત્ય દર્શન થશે ત્યાં મહાગમ્યના,
ત્યાંજ છે જીવનનો ગહનતાગો,
વિશ્વની શક્તિ સૌ છે મનુજઅંતરે,
ત્યાંજ છે જીવનની સત્યનીતિ
પ્રેમ છે સ્નેહ, આનંદ ને મોક્ષ ત્યાં,
ત્યાંજ સૌને નવું જીવન જની!

૨૬૮

સત્ય એ બોધ જ્યાં માનવીને મળે,
સત્ય અંતિમ મળે ત્યાંજ તેને;
સૃષ્ટિનો સાર છે સૃષ્ટિચૈતન્યમાં,
ત્યાં જઈ શોધવું અન્ય કેને?
જે વિચારો વિષે માનવી જીવતો,
તે વિચારોજ એ માનવી છે;
સ્વપ્ન જોતાં બને સ્વપ્નરૂપ માનવી,
જાગતાં આપને અન્ય પીછે.

જેમ ભમરીતણો ડંખ ખાતાં ઈયળ
થાય ભમરી વિચારી વિચારી,
આત્મના સત્યની ધારણા તેમ ત્યાં
સત્ય દે માનવીમાં ઉતારી,
માનવીનુ ખરૂ જીવન ને તેજ એ,
એજ જ્યોતે ઝળે સકળ સૃષ્ટિ:
સર્વ આશા સ્વય થાય દર્શન તણી,
સર્વ શ્રદ્ધા બને દિવ્ય દૃષ્ટિ!

## ૨૬૯

ક્યાંથી દર્શન મળે વિશ્વચૈતન્યનાં,
    જો ન દર્પણ રહે સ્વચ્છ મનનું?
બિંબ ક્યાંથી પડે મલિન મુખપાટ પર,
    જો ન તગતગ કરે તેજ તનનું?
વિશ્વચૈતન્ય રહે ગૂઢ આભ્યાંતરે,
    નવ પડે શોધવા દૂર જઈને;
છે હવા સર્વને કાજ વ્યાપી જગે,
    સૌ ભરે શ્વાસમાં તેહ લઈને.

ક્યાંથી દર્શન મળે પરમ નિજરૂપનાં,
    જો ન દર્પણ સદા સ્વચ્છ રાખો?
દૈવનું એક દર્પણ મળ્યું મનતણું,
    આપશે તેજ કો ભાસ ઝાંખો;
વિશ્વચૈતન્યનું તેજ ઝીલી શકે
    જેવું પરિમાણ રહે પાત્રનાનું;
સૂર્યની શુદ્ધતા સૂર્યમાળા ભરે,
    તેમ આકાશતણું બિંદુ નાનું!

૨૭૦

વિશ્વચૈતન્ય એ સર્વ ઠામે રહે,
નર જુએ તેનુ છે જોણુ કાચુ,
જ્યા જુઓ ત્યા જડે અમર જ્યોતિ સદા,
નહીંજ અધાર કે મૃત્યુ સાચુ,
સ્વર્ગને પામશો સાય ચૈતન્ય એ,
નરકમા ઉતરતા ત્યાય જોશો
વસ્તુ કે વ્યક્તિનો મુખવટો રાખતા
ત્યા રહ્યુ ઊંડુ ચૈતન્ય ખોશો

વિશ્વચૈતન્ય એ અતિ જેવુ દિસે
પ્રકૃતિના દોષને શુદ્ધ કરતુ
પાપીના પાપને નરકમા બાળતુ
પુણ્યતાતણી જ્યોતિ ધરતુ
સ્વર્ગ ને નરકના દેશ જુજવા નથી,
માનવીઅંતરે એક નમતા
કર્મનો ન્યાય પામે સ્વય માનવી
વિશ્વચૈતન્યને નિકટ ક્રમતા

૨૭૧

વિશ્વચૈતન્ય છે તીવ્ર જ્વાળા સમું,
    સર્વ બ્રહ્માંડ ત્યાં રહે ભભુકતું;
પ્રકૃતિ ને પ્રાણી એ મૂળ જ્વાળા વિશે
    જીવન નિજ એમ રાખે ઝબુકતું;
વિશ્વચૈતન્યની સાથ જળતું રહી
    જાય બદલાતું સૌ વિવિધ ભાતે;
વિશ્વચૈતન્ય છે અગ્નિ જેવું વિમળ,
    જે અડે તે બને શુદ્ધ જાતે!

વિશ્વની એ અમરજ્યોતિમાં છે રહ્યો
    વિશ્વનો સત્ય આધાર ધરથી;
સકળ બ્રહ્માંડમાં જે રહી ગતિ બધે,
    તેનું છે મૂળ એ જ્યોતિકરથી;
જેમ આંદોલનો થાય ઊંચાં અધિક,
    થાય તે સૂક્ષ્મતર ત્યમ બધેથી;
વિશ્વચૈતન્યના અગ્નિને પ્હોંચવા
    સૂક્ષ્મ બનવું પડે અધિક તેથી.

૨૭૨

સ્થૂળ આ આંખ જે જીવનમાં અનુભવે,
જીવતા જીવનની તેજ માયા;
સર્વ સાપેક્ષના જીવનમાં, જગતમાં,
જે રહી તેની એ પ્રકટ છાયા;
સારું નરસું કશું, સુખ અને દુઃખ શું,
પાપ ને પુણ્ય શું, સર્વ ઓલે;
શક્તિ દૌર્બલ્ય, સંપત્તિ દારિદ્ય શું,
શોક આનંદ, સૌ એમ તોલે.

પણ જહીં આંખ અંતરતણી ઉઘડશે,
ને કિરણ સત્યનું માંહીં પડશે,
પ્રકૃતિની દિવ્યતા કંઈક ધીરે ધીરે
પ્રકટ પડતા નવી દૃષ્ટિ જડશે,
સર્વ આપેક્ષ સંકલ્પ ને ગ્રહણ ત્યાં
ભ્રમિત દ્વંદ્વોતણાં છૂટી જાશે,
જીવન અંતરપ્રકાશે થશે સ્પષ્ટ ત્યાં,
ને ગહન ભેદની કૂંચી પાશે!

૨૭૩

માનવીઅંતરે કંઈક દેશો વસે,
 માનવી સહજ તે કંઈ ન જાણે;
કંઈક યુગયુગતણું પૂતળું માનવી
 કંઈક જનોતણી છાય આણે;
ઘાટ ને રૂપ કંઈ કંઈ ધીમે બદલતાં,
 જંતુમાંથી થયો આજ જેવો;
પ્રકૃતિના પડ પિગળતા ગયા જેમ ત્યાં,
 હૃદયતણખો ખુંપ્યો તેમ તેવો.

માનવી! અંતરે ઉતરીને જો ઊંડું:
 ઉતરતો ઉતરતો જા તું નીચે!
ચક્ષુના પડ ઉપર પડ ઉઘાડી નિરખ,
 નહીંજ જ્યાં ઊંઘ કે સ્વપ્ન મિંચે!
જીવન ને મૃત્યુની પાર જે જ્યોતિ છે,
 હૃદયની રાખમાં તે જળે ત્યાં
માનવી ઉતરીને જો નયન ફેરવી,
 હૃદયસિંહાસને શું લસે ત્યાં'

૨૭૪

કંઈક ભાગ્યાંતૂટ્યાં સ્વપ્ન સરી ઊંઘમાં
હૃદયને રોજ કંઈ ગુગળાવે;
ઘાટમાં ઘાટ નવનવ ઊઠી વાદળે
ભળી જતા, તેમ એ સ્વપ્ન આવે;
આંખ અંતરતણી ઊંઘમાં ઉઘડતી,
પણ નહીં ત્યાં કશુ સ્પષ્ટ જોતી:
છાય પર છાય કંઈ જાગતી સૃષ્ટિની
આવી ભળતાં વિમળ દૃષ્ટિ ખોતી.

સર્વ આ સ્વપ્ન સંકેત જેવાં સરે
હૃદયચૈતન્યની સાખ દેતાં;
ઊંઘમાં સૃષ્ટિ લોપાય, તો ક્યાં થકી
નયન નવસૃષ્ટિનો ભાસ લેતાં?
મૂળ જેનુ નથી તે મળે નહી કદી:
તદપિ આ સ્વપ્નની દૃષ્ટિ ક્યાંથી?
આંખ અંતરતણી કેળવી ખોલતા
પાય એ દૃષ્ટિનો ભેદ ત્યાંથી!

૨૭૫

આવી આવી ફરી સ્વપ્ન એ ઉડી જતાં,
ઘડીક આનંદ શોકે ડુબાડી,
ઘડીક ઝાંખી દઈ અંતર મેં સૃષ્ટિની,
સરી જતાં દૃષ્ટિ ઢાંકી ઉઘાડી,
નહીં જડે આદિ કે નહીં જડે અંત ત્યાં,
નહીં જડે મધ્યનો અર્થ પૂરો,
ઊંઘનો ધૂમ અંતરનયન પર ચડી
સર્વ એ ભાસ રાખે અધૂરો.

પણ બધી શક્તિઓ પ્રાણની મધરી
બહારથી અંતરે નયન વાળો,
દેહને સ્થિર કરી સુચિત્ત નિદ્રા વિશે
હૃદયચૈતન્ય પર દૃષ્ટિ ઢાળો,
સર્વ તે સ્વપ્નખંડો મળી એક થઈ
પરમ નિર્મળ પ્રભા ત્યાં પ્રસરશે,
જેમ પ્રભાતે ઉગતા રવિદ્યુતિ સરે,
તેમ અંતરનયન સર્વ દરશે!

૨૭૬

માનવી ! સ્થૂળ આ નયન તારાં કશું
જોય છે સર્વ તુજ આસપાસે ?
પ્રકૃતિના એ બધા ટૂકડા છે પડ્યા
જીવન ને મૃત્યુના ભેદી વાસે;
જે બધું જોય આ મતન વ્હેતું જગે,
તે બધી વિશ્વચૈતન્યછાયા :
બ્હાર શું જોય ? અંતરનયન ખોલી જો,
છે મહાભેદી તારીજ કાયા !

ચીરી દે પટ બધા વ્યર્થ વળગાડનાં,
તોડી દે આગળા બંધનોના,
વાળી દે નયનના કિરણ અંતર ભણી,
ધોઈ અંધાર દે અંજનોના !
દ્વાર ખોલી ઉતર અંતરે ત્યાં નીચે,
નયન કરતાં હૃદયપટ ઉતરશે,
મેઘઘુમટાથકી વીજ ચમકાર દે,
તેમ ચૈતન્ય તુજ નયન ભરશે !

૨૭૭

અજબ અંતરનયન ઉઘડશે જ્યાં ઉરે,
ત્યાં પછી નવ કશું દૂર રહેશે;
નયન દગતી ક્ષિતિજ પાંખ નિજ ખોલશે,
વ્યોમ છેડા ફરી છોડી લેશે;
ચંદ્ર ને સૂર્ય ને તારલા સર્વ આ
ત્યાં ન છૂટા છૂટા દીપ લાવે;
સર્વનો અર્ક જ્યાં એકરૂપે વસ્યો,
ત્યાં કશી ભિન્નતાઓ જુવાવે!

વિશ્વચૈતન્ય ઊંડે ઊંડે અંતરે
છે છુપાઈ રહ્યું ગૂઢ કેવું,
હૃદયની ખાણ ખોદી ખણી ઉતરશે,
તેજ ત્યાં પામશે રત્ન એવું!
જળ વિષે નયન નહીં સહજમાં ઉઘડશે,
પણ પછી ઉઘડતાં સૌ જણાશે;
તેમ અંતરનયન ખંતથી ખોલતાં
હૃદયતળ ભેદ ત્યાં અગમ પાશે!

૨૭૮

જ્યાં લગી સત્ય અંતરપ્રભા નવ ખુલી,
ત્યાં લગી સત્ય આનંદ ક્યાંથી?
ગરુડી ગાય જેવો પડ્યો જીવ રહે,
જો પ્રભા એ ન નિજ કાય નાથી,
વ્યોમમાં વીજનો જેમ દોરો દિસે,
એમ પ્રભાદોર એ છે કરોડે,
માનવીદેહના ચડ ચડી ટોચ તક
તે વિંટાતો રહે જીવન જોડે

જીવનની શક્તિઓ સર્વ અવ્યક્ત જે,
તે વહે ગુપ્ત એ દોરમાંથી,
વિશ્વચૈતન્યના દ્વારને ભીડતે
એજ દોરો બને મોક્ષમાર્ગી,
દ્વાર એ ખોલવા, બ્રહ્મ શું બોલવા,
યુગયુગો યોગીજન મથન કરતા,
ધ્યાન ને ધારણા નહીં કશા કામના,
જો ન એ દ્વારના બંધ હરતા!

૨૭૯

એ પ્રભાદોમાં શુભ અદ્ભુત ગીતે
    સપ્તમણિ છે ગુંથ્યા જ્યોતિફૂલે,
એક પછી એક ફૂલપાંખડી ખોલતા
    મણિ મણિમાં નવલ સૃષ્ટિ ઝરે,
પંચતત્ત્વે વહે સૃષ્ટિનો પ્રાણ તે
    કોડ બોતેર નાડી જગાવે,
જીવનનો અગ્નિ એ પ્રાણથી ચેતતો
    પ્રથમ તે મૂળ મણિને ઝળાવે

મૂળ એ મણિચક્રી જ્યોતિ નીચે વહે,
    તેજ અજ્ઞાન માયા પ્રસારે,
પ્રાણની શક્તિને સ્થૂળમાં વહવતા
    પાપ ને દુઃખનું બીજ ધારે,
એ પ્રબળ શક્તિને ઊર્ધ્વ દિશ વાળતા
    તે પ્રભાદોને પથ ચડશે,
એક પછી એક મણિચક્રિ ખુલતી જતા
    સૂક્ષ્મદર્શનતણું તત્ત્વ જડશે!

૧૮૦

પંચ જ્ઞાનેંદ્રિયો, પંચ કર્મેંદ્રિયો,
સર્વ આ સ્થૂળ વ્યવહાર જોતી ;
પણ વસ્તુ પર પરમ જ્ઞાન ચૈતન્યનું,
તે મળે ગુપ્ત સપ્તેંદ્રિયોથી ;
છે પ્રભાદોરમાં સપ્તમણિ જે ગુથ્યા,
તેજ દિવ્યેંદ્રિયો એ છુપાવે ;
પરમ ચૈતન્યનો પંથ છે દોરમા,
એજ દિવ્યેંદ્રિયો તે ખુલાવે.

સપ્ત દિવ્યેંદ્રિયો એહ ધીમે ધીમે
ખીલતી જાય જ્યમ ભવ્ય પંથે,
જીવનનુ વૃક્ષ ત્યાં કલ્પવૃક્ષે ફળે,
ને ત્રિવિધ તાપનુ જ્ઞાન ગ્રંથે,
તત્ત્વને પામતા છાય અમૃતત્વમા,
થાય ઉર ખોલતા જગતરાયા
સોય કેરી અણીથી પડે વેધ તો
પેસશે સોયની આખી કાયા !

૨૮૧

જીવન માયા સમુ છે, થયું તેથી શું?
શુ થયું જીવન છે સ્વપ્ન જેવું?
શુ થયું જીવન છે વ્યર્થ મૃગજળ સમુ?
અગર નભકુસુમ છે જીવન એવું?
જીવન એ છેજ: એ સત્ય કયમ ભૂલવું?
જીવન જીવનાર શુ ન્હોય સાચો?
જીવન છે સત્ય ચૈતન્ય આ જગતનુ,
હોય કાયા ભલે કુંભ કાચો!

કુંભ એ ભાગના ઘાટ પણ ભાગશે,
પણ નહીં કુંભની મૂળ માટી,
છે કળાગ્મરણ કુભાગ્ના મગજમા,
ને સજીવન કરે વારિ છાંટી,
જીવન જે છે મળ્યુ તે પડે જીવવુ,
વ્યર્થ બોધ્યે નહીં વ્યર્થ થાશે:
પવનનુસવાટ દેખાય નહીં, તોય તે
ઉડી જતો કૈંકને તાણી જશે!

૨૮૨

જીવન આ જે મળ્યું તે રૂડું જીવવું,
જીવન એ ભોગવી જાવું અતે;
જીવનનો તન વણમાગિયો છે મળ્યો,
અત પણ આવશે તેહ તતે;
જેમ જોડાઈ છે આ હવા પૃથ્વી શું,
તોય ફરતી રહે તેહ છૂટી;
તેમ આ જીવનની સાથ બંધાઇને
રહેવું નિર્બંધ રમ ઉચ્ચ લૂંટી!

જે થયું ને ગયું તેહ શું શોચવું?
જે રચ્યું વિશ્વભર તે ન થોડું;
ચાય વ્હાણું નવું હાસ્ય રેલાવતું,
રાત સાથે ગયું તમ કઢોડું;
આપણું ભૂત શું આપણે નિરખવું?
એ તજ્યું કેટલું કોણ માગે?
વિશ્વમહારાજ્ય આ આત્મનું છે પડયું,
જીતવા ને જવું ધાગ આગે!

૨૮૩

માનવીને જગતદ્વારમાં પેસતાં
    જીવનવીણા મળી ગાન કાજે;
જગતની મૂક પરિશૂન્યતા પર ઘડીક
    નવનનું જીવનનું ગાન ગાજે;
સૂર જૂજ જૂજ ઊઠતા જીવનના,
    કોઈ બેસૂર ને કોઈ મધુરા:
જીવનવીણા નથી માનવીએ ઘડી;
    શું કરે જો રહે સૂર અધુરા?

તોય એ ગાન ગાવુ રહ્યું સવને,
    સૂર વીણાતણા હોય જેવા;
એજ વીણા અને એજ તારો રહ્યા,
    ત્યાં પછી વ્યર્થ બબડાટ કેવા?
સાધનો જે મળ્યાં વ્યક્તિને, તેહનો
    શુભ સમન્વય કરી કાર્ય કરવુ:
દિવસ નધ્યા ઉષાથી સુહાવાય, તો
    તારકે રાત્રિનુ રૂપ ગરવુ!

૨૮૪

કેમ આ વિશ્વમાં જીવનને ગાળવું,
જેથી એ જીવન સાફલ્ય પામે,
દેશ ને કાળ ને ખાસ સન્જોગમાં,
જ્યાં પડ્યું જીવન ત્યાં જાય હામે?
કેમ કોઈ બીજા જીવ વચ્ચે રહી,
અહીં કરે આપણો જીવ વૃદ્ધિ?
જીવનું શી અમીરી ભરી, કે વધે
આપણી ને જગતની સમૃદ્ધિ?

જીવનની સાંજ જ્યારે અહીં આવશે,
જીવન ત્યારે જુએ વિશ્વ કેવું?
જીવનના રંગ પ્રસરી જગત શોભશે
કેમ સધ્યાતણા વ્યોમ જેવું?
કેમ આ જીવન છતી જવું આખરે
દિવ્ય આનંદથી મૃત્યુકરમાં?—
વિશ્વના જીવનને જીવન જે ખીલવે,
જીવન એ જીવવું વિશ્વભરમાં!

૨૮૫

જ્યાં ઉગ્યું જીવન ત્યાં ખીલવવું તેહને,
    એજ છે સર્વની ફરજ સાચી;
જીવનની સૂઝણી કોણ જીવે કાચી,
    કે ગ્રહે મનગમી રીત રાચી?
જાતિ, કુળ, સ્થાન, સંજોગ કે કાળમાં
    જ્યાં ઉગ્યું જીવન ત્યાં યુક્ત જાણો;
જીવનને ખીલવું ને જગત જીવવું·
    જગતનાણા ઉપર જીવનવાણો!

જાતિ, કુળ, સ્થાન, સંજોગ કે કાળથી
    બદ્ધ છે સર્વની જીવનલીલા,
માનવી તોય નિજ બુદ્ધિબળથી બધે
    વિચરતો કંઈ કરે બંધ ઢીલા;
પણ લતા વૃક્ષ જે ભૂમિ જકડાઈને
    તેય નિજ જીવનકર્તવ્ય પાળે
ખીલતા, મ્હોરતા, ઋતુગણ ઝીલતા,
    શું ન ફળથી લચે ડાળડાળે?

૨૯૬

માનવું હોય તે સર્વ માનો ભલે,
    માનવું નહીં, ભલે તે ન માનો!
કંઈક શ્રદ્ધા તૂટે, ને નવી કંઈ ઊગે;—
    રોજ ફરતો રહે છે જમાનો;
બુદ્ધિમાં તોલતાં, કલ્પના ખોલતાં,
    ચક્ષુઓ ચોળતાં કંઈક જોશો;
નવનવા જ્ઞાનથી, નવનવી જ્યોતિથી,
    નવનવા તર્કથી રોજ મ્હોશો.

જીવન લાગે ભલે સર્વ માયા સમુ,
    જગત લાગે ભલે સ્વપ્ન જેવું;
તોય એ જીવનમા, તોય એ જગતમા,
    સર્વને છે ફરજ્યાત રહેવું,
જે સુણો તે બધુ કાન માંડી સુણો,
    જે જુઓ તે બધુ સ્પષ્ટ રૂપે:
અધ ને અર્ધઅધા પ્રવાસે જતાં
    બેઉ ડૂબી મરે અધકૂપે!

૨૮૭

કોઇ આવ્યા અને કોઇ કદીયે ગયા,
        ને બીજા કોઇ પર કોઇ આવે,
કંઈક અગણિત જીવનથી ભર્યા વિશ્વમાં
        એક શું માનવીજીવન લાવે ?
જળચરો, ભૂચરો, ખેચરો કંઈ જીવે,
        ને ખીલે અર્થ આ હસ્તીના
એક કો માનવીજીવન શું પાડશે
        વિશ્વને વાટ કંઈ સ્પષ્ટ સીધી ?

કોઇ આવ્યા અને કોઇ કદીયે જશે,
        જીવન આ એક તોપણ જગતનું,
જીવન નિજ જગતનું મધ્યબિંદુ બને
        ત્યાં ફરે જીવન દસદિશ જગતનું,
જીવન એ પુણ્ય કે જીવન જીવનારને
        હો ભલે વ્યર્થ તે અન્ય કાજે
જીવન એ બીજ તો વિશ્વ છે જીવનું
        જીવન એ જીવવું જીવન કાજે !

૨૯૮

કોડ કંઈ તારએ વ્યોમમા ઝગુમતા
રોજ વ્હેતા દિસે તેજદાણા,
અમિત આ વિશ્વના સૂર્ય એ અણગણ્યા,
તોય દેખાય એ સર્વ નાના,
હોય નાના અગર હોય મોટા, છતા
જીવન છે કોઈના શુ નમમા?
સેકડોને જૂદા નામ દઈ જાણીએ,
તોય ક્રોડો હજી છે નનામા!

સર્વનુ જીવન નિજ ચક્રમા ચાલતુ,
ઝગુમતુ તેમ ઝગુમાવતુ તે,
વિશ્વના મહાજીવનને પોરસા
જીવન પ્રત્યેક કંઈ ચાલતુ તે,
આપણુ જીવન આ આપણા ચક્રમા
એજ તાન્ત્ર સમુ નિત્ય ફરતુ.
કેમ ત્યારે ગણો વ્યર્થ એ જીવનને?
વિશ્વને સર્વનું તેજ ભરતુ!



### ૨૮૯

હો ભલે મરૂ આ જીવન અતિસૂક્ષ્મ, પણ
જીવન જે આ મને છે અપાયુ,
તેજ જીવને મહુ વિશ્વ આ જોઉં ,
તેજ જીવને મહુ રહે મપાયુ,
કેમ ચગડાતુ આ જગતમા ગણુ એ,
કર્મ કે ભાગ્ય દોરે ગમે ત્યા ?
બિંદુ આ મારૂ રહે ઘૂમતુ એમ, પણ
જીવનના નિયમમા એ શમે ક્યા ?

ભૂત કંઈ ભેદીને ભાવિમા કૂદુ હુ,
લહિ એ નિયમના અંશ થોડુ,
તોય જાણુ નહીં જીવન એ ક્યા જગે,
શુ થશે ના થશે વ્યર્થ થોડુ ,
તદપિ આ જીવનની જ્યોતિને ખીલવી
પૂર્ણ તેની પ્રભા રો ન પાડુ ?
માનવીજીવનકેરી મહાજ્યોતિમા
જ્યોતિ મુજ જોડવા પાય માડુ

૨૯૦

જીવનમા કઈક જે સર્વને છે મળ્યુ
તેજ છે પરમ બક્ષીસ મોઘી,
માણવો સકળ આનદ એ કઈકમા,
અન્યમા રાખવી આશ ખોટી,
કોઈનો હોય આનદ સાહસ વિષે,
કોઈનો હોય આનદ જ્ઞાને
એક આનદ કાજે ન ભેગા જતા
વાઘ ને મૃગ કદી એક સ્થાને !

ભવ્ય તેજે ગરુડ ચાહ્યુ ઉડવા નભે,
નહી જુએ ભૂમિભડાર ઝાખી,
કીટ ને મૂષક જોય ધન ભૂમિમા,
ને રહે ત્યાજ નભ પૂર્ણ નાખી,
જ્યા જ્યા જીવનઆનદ છે જેહનો,
તેહનુ ત્યાજ વ્યક્તિત્વ ખીલે,
જીવનમા જે મળ્યુ કઈક ન ખીલવના
માનવી પરમ બક્ષીસ ઝીલે

૨૦૧

જીવન નહીં કોઈનું પણ નકામું દિસે,
જીવન છે સર્વનું ઉપયોગી,
ભોગી નિજ ભોગમાં રહી જગત ભોગવે,
જોગમાં જોગને તેમ જોગી;
જેહ નિર્મળ દિસે મગળની આંખને,
તેય છે મમળ નિજ યોગ્ય સ્થાને
ધાન્ય આ જે દબાતું ઉગે પગતળે,
તે વધારે ધનાની ધીનાને

પંકમાંથી ઉગે દીન પંકજ જગે,
તોય તે સુધમય કાંતિ ધારે,
રવિકિરણ ઝીલી રૂપેરી પ્યાલી વિષે
કૈંક ભમરાતણો મદ ઉતારે!
ફીણ પણ કો નકામાં નથી પૃથ્વીમાં,
ધૂળ પણ પંની પૃથ્વીખાડો
કેમ કો જીવન જગમાં નિરર્થક કહો?
જ્યાં પડ્યું જીવન ત્યાં ભાગ્ય ઉગાડો!

૨૯૨

કોણ ડાહ્યા અને કોણ જ્ઞાની જગે,
 જ્યાં ન ડહાપણ કિંવા જ્ઞાન પૂરું ?
શુદ્ધ અણુરંગી આકાશ પણ જ્યાં દિસે
 કૃષ્ણવર્ણું અગમ નીર ભૂરું,
જ્ઞાનના વર્તુલે માનવી ઘૂમતો
 કેમ પૂગી શકે પૂર્ણતાને ?
પૃથ્વી નિજ વર્તુલે ઘૂમતા નર કદી
 પૂગશે ભવ્ય રવિકેંદ્રસ્થાને

જ્ઞાનસાગરતણું તળ ન કોને જડે,
 સાવ કોને કહો પૂર્ણ જ્ઞાની ?
કોડ તોય ઘૂમે યુગયુગો, પણ જડે
 નહિ જ અગમગહનતળની નિશાની
જ્ઞાનની મર મર્યાદ જાણી નમે
 તેજ જ્ઞાની અને તેજ ડાહ્યા
જ્ઞાનને શિખરે પહોંચ્યો કહે તેહને
 નર ભમે જ્ઞાનની અન્ય છાયા !

૨૯૩

કાળઅંધાર આ છે ગહન ને અમિત,
કેમ તે માનવીબુદ્ધિ છેદે?
તોય છેદાય એ તેટલો છેદવો,
જ્યાં સુધી બુદ્ધિનાં કિરણ ભેદે;
હોય અંધાર જે અંતરે વ્યાપિયો,
કેમ તે બાહ્ય અંધાર કાપે?
રાત્રિના તિમિરને ભેદવા વાહનો
રોશની ફેંકી નિજ પથ માપે.

માનવીનો ખરો શત્રુ અજ્ઞાન છે,
તિમિરમાં તિમિર એ નિજ વધારે,
નહીં પિછાને કદી આપને, તો પછી
શું પિછાને રહ્યું દેહધારે?
એ મહાશત્રુ શું તો સદા ઝગડવું,
ને લહી પ્રજળતી હૃદયજ્યોતિ
જાય અંધાર જે પ્રથમ એ હૃદયનો,
તો જ જોવાય ચોપાસ જ્યોતિ.

૨૮૪

સર્વ અજ્ઞાનને કાઢવું જગતથી,
એજ અભિલાષ હો માનવીના!
એજ અજ્ઞાન છે નરકની વેદના,
જ્યાં સજા સૌ રહે પાપભીના;
માનવીજીવનનાં કળણકર્દમ બધાં
ઉપજે એજ અજ્ઞાનમાંથી;
અગ્નિને ચેતવી જો ન ભડકો કરો,
તો ધુમાડો જશે કેમ ત્યાંથી?

માનવીબુદ્ધિને કામ ક્યમ રાખશો?
કામ રહેતુ વધે નહીંજ કોઈ;
જીવનના વહનમાં સતત આગળ જવું,
અગર નાં જીવનરસ રહેતું ખોઈ;
બાંધ્યું પાણી રહે ઝેરી ગંધાતું, ને
વહેતું પાણી મહા સ્વચ્છ રહેશે,
તેમ આ બુદ્ધિને વહેતી રાખો સદા,
કે ન રહે ઝેર અજ્ઞાનવશે!

૨૯૫

જ્યાં સુધી જાય અજ્ઞાન નહીં જીવનનું,
ત્યાં સુધી થાય શી જીવનજ્યોતિ ?
જ્યોતિ વિણ વિશ્વના રંગ ક્યાંથી ઊગે ?
જ્યોતિ વિણ છાય પણ કો ન સ્હોતી;
બુદ્ધિસૌંદર્યનાં કિરણ અજવાળનાં
માનવીહૃદયમાં રંગ પૂરે;
સંકલ્પ સૌ માનવીનાં ઝીલે
એજ સૌંદર્યનાં પરમ નૂરે.

જ્યાં સુધી જાય અજ્ઞાન નહીં જગતથી,
ત્યાં સુધી જીવનનું કંઈ ન જામે,
આસુની ખીણ આ માનવીહૃદયની
તિમિરશોકે અધિક ધુંધવાશે,
જન્મ ને મૃત્યુ પર ઢાંકણું રહે પડ્યું,
સતત શંકા ઊંડી ભય પમાડે,
જાય અજ્ઞાન ત્યાં સૌ ગુલામી જશે,
રેલશે જ્યોતિ દ્વારે ઉઘાડે !

૨૯૬

પોતપોતાતણા અવગુણો જગતમાં
        પોતપોતાતણી પાસ રહેશે;
કોઈના અવગુણો જગત માગે નહીં,
        જગત તો ગુણ બધા પાસ લેશે;
એકના અવગુણો સર્વનું ઝેર છે,
        જગત ત્યાંથી ખસે દૂર જોઈ
સૌ ગુલાબે ભમી હોય તે ચૂસશે,
        કંટકો માગશે નહીંજ કોઈ.

જો ગુણોની વધારો સદા જ્યોતિ, તો
        અવગુણો ન્યૂન થઈને નિગમશે,
જ્યોતિ મધ્યાહ્નભણી વાધતા સૂર્યની
        ધાન્તા વૃક્ષમાં છાય સમશે,
અવગુણો હોય તે હૃદયને કોતરે,
        ગુણ મહેકે જગત, ઉર ત્યાં ઉગારે·
ચંદ્રધારા નહીં ચંદ્રના હૃદયમાં,
        પણ સુધા સોમ આપે પ્રમારે!

૨૯૭

છે જુવાની દિવાની, બધા એમ કહે,
પણ જુવાની ખરી છે ધુવાની,
નવલ વર્ષાનુ જળ ધુમતુ જતુ,
તે ધરે કેમ શાંતિ કુવાની?
જીવનના વહનમા કંઈક ઝરણા મળે,
કંઈક ફાટા વળી તેમ ફૂટે,
સર્વનો એ સમન્વય થવા જાય, ત્યા
ઉગ્ર ખળકા જીવનમાથી ઊઠે!

માનવીજીવનમા કંઈક પશુયુદ્ધ છે
એ જુવાની શિરે નિત્ય લડવા,
હારતી, જીતતી, એ જુવાની જતી
ઘડીક ઉડવા અને ઘડીક પડવા,
ગર્વ ઉત્પાત એ આખરે શમી જશે,
ને જીવનવહન ત્યા શાંતિ ધારે
છે જુવાની જીવનશક્તિની જોગણી,
જીવનના તાપ ઠરે ધસારે

૨૯૮

જો જુવાની રૂડી જોગવી જગતમાં,
તો જશે જીવનની સાંઝ મીઠી;
જીવનની સર્વ કટુતા જરાસુખ પડે,
જો જુવાની મઝામાંજ દીઠી;
કાયનાં તીવ્ર કટુ ઝેર નીચોવતાં
જીવન બનતુ અમીભર જગમાં;
છે જુવાની ખરી જીવનરસવાહિની,
જીવનનો બ્હાર ખીલવે ધરામાં.

છે જુવાની વિષે અગ્નિ ધગધગ થતો,
સર્વને બાળતો જાય બળતો;
અગ્નિની રાખ આખર થશે, તોય ત્યાં
કાયનુ શુદ્ધ કુંદન ઝળળતો;
માનવી ' એ જુવાની રૂડી જોગવી
તોડી કે છુટી દે સર્વ કાયા,
જીવનમા તો પછી માત્ર ફૂલજ રહે,
જેમ સંધ્યા ભરે રંગ ધારા!

૨૯૯

જગતમાં કાંઈનો ગર્વ ધરશો નહીં,
ગર્વ છે જીવનનું ક્ષીણ ખાલી;
વ્યોમભર મેઘથી સિંધુ નવ ફૂલતો,
સરિત રેલે ફૂલી જાય ઠાલી;
સૌ મહાહૃદયમાં નમ્રતા છે ભરી,
ઉચ્ચ કે નીચનો પટ ન સોહે:
પાંદડામાં પડી સૂર્ય બાળક સમો
જાય આળોટતો નમ્ર તેજે!

સૂર્યમુખી કુસુમ હોય મોટું ભલે,
કેમ તે ગર્વ લે અન્ય પામે?
રંગ ને ઘાટ સૌ સૂર્યથી પામતું,
સૂર્યને જોતું નમતું વિકાસે,
છે વિનયમાંજ પ્રભુતા ખરી સર્વની,
તો મહાત્મા દિસે બાળ જેવા
તારલા છે મહાસૂર્ય એકેક, પણ
આગિયા શા દિસે આપ કેવા!

૩૦૦

આ બધા મશરૂના ગાદીતકિયા કશા?
આ બધી ભવ્ય જાહોજલાલી?
આ બધા નાચ ને રંગના ભંગ શા?
આ રાગગીતણી કલ્પનાની?
આ બધા બાગ ગુલગુલ ગુલાબે ભર્યા?
આ કશી માલમીકેરી કાયા?
આ બધી દેહ ને આંખને લાગતી
છે કશી મોહિની એવી માયા?

પ્રભુ પ્રકાશે કહો એ બધી ભભકમાં?
ક્યાં સુધી ચાલશે એ ખુમારી?
જીવન શું છે ગુલામીજ કાયાતણી?
શું ન કરમાય કાયા બિચારી?
જીવનની જ્યોત જ્યારે પડી ઝૂમશે,
ને ઉરે ઘોર અંધાર મચશે,
કેમ તે મૃત્યુના હાસ્યને ડારશે,
કોણ તે જીવનનો દુઃખ હરશે?

૩૦૧

સર્વ આભાસ આનંદ ને સુખતણા
        જે બધી સ્થૂળતામાંથી ઊડે,
તે બધા ઊડશે ભોગ સૌ ભોગવી,
        માત્ર કટુતા રહી જાય પૂંઠે;
ફીણના દૂધિયા મ્હોર આકર્ષતા,
        પણ તૃષા કે નહીં ભૂખ ફેડે:
પલકમાં ફણફણી બુદ્દબુદો ફૂટશે,
        ને હૃદય ખાલી રહે તેહ કેડે.

એથી લડવું ભલું જીવનનું યુદ્ધ આ,
        છે ભલા જીવનના ધમપછાડા;
છે ભલા ક્લેશ સંતાપ ને કલહ સૌ,
        જીવન કસવાતણા વિભુઅખાડા!
હો ભલે જગત વિકરાળ રાક્ષસ સમું,
        તોય ત્યાં વિષમ એ યુદ્ધ લડવું!
શક્તિને સાધતા શક્તિ પ્રકટે ઉરે,
        શક્તિથી જીતવું તેમ પડવું.

૩૦૨

આત્મ ને બુદ્ધિનાં ઢાંકણાં ઢાંકતી
એવી માયાની છે કેફમસ્તી;
બાગણાં થાય અલગતણાં બંધ, ત્યાં
જીવનમર્મોની માણે શી હસ્તી?
માટીના દેહની માટીમય આ ગતિ
માટીના ગર્તમાં ઊંધી ચાલે;
માટીમાં સજ્જડ જકડાયું છે, તે છતાં
વૃક્ષ પણ ખીલતું ઊર્ધ્વ ફાલે!

માનવીને મનુષ્યત્વથી પાડતા
ધિક્ એ નીચ દૈહિક વિચારો!
વહન સરિતાનું ધૂળ પર થાય, પણ
નદી શમે ના ફરી ધૂળચારો;
ધૂળ શું ખેલતી, ધૂળને રગડતી,
જાય સરિતા ધરી લક્ષ્ય ધ્યાને:
જગતમાં દુઃખ ને શ્રમ ભર્યાં મોગળાં,
માનવીમાં મનુષ્યત્વ આણે!

૩૦૩

કનકની ભૂમિમા ઝળકતા થાભના,
ગૂલજડિયા ઊભા મ્હેલ મેડી,
માનની વૈભવે પનક મોહી ગ્યા,
કનકની હો ભને તોય એડી,
નિ શશી જ્યોત ઉદ્યોત બ઼ુ ઝગમગે,
કોટિ કિરણો જગે તેજ વ્યાપે,
આખની કીકીમા બિમ્બ અનણુ પડે,
માનવી તેજ નવ શુદ્ધ માપે

અટળ અધાગની ઝાબ ન્તે ભરી,
રૂપ અનુપમ ભર્યાં છે નિરાગી,
મન સુખાભાસમા રોજ તીર્થ કરે,
કોટિ ગંગા અને કોટિ કાશી,
જ્ઞાન પવને ભરે રૂપ સહુ ઓસરે,
હાય અધારની ઝામ ખાલી,—
આખની કીકીમા તેજ અનણુ પડે,
તેજ એ જોગને રત્નયાળી

૩૦૪

જે રહી જગતની સ્થિતિ અહીં તે ખરી,
જગતનુ તંત્ર આ જે રચ્યુ તે,
આ ખરૂ ખોટુ કે આ નથી પેલુ છે,
માનવી વ્યર્થ એ સર્વ ચૂંથે;
પૂર્ણનો માત્ર જે અંશ છે, તેહને
પૂર્ણની ગમ પડે કેમ પૂરી?
પીર, પયગંબરો, સંત ને જ્ઞાનીઓ,
સર્વની ખોજ પણ રહી અધૂરી.

જગતને જગતની વાટમા દો જવા,
જગતને જાણજો વ્હેતુ પાણી:
ઓતજોતા જંતુ સર્વને ભીંજવી,
નવ ગણે વસ્તુ જાણીઅજાણી;
લાખ આ કષ્ટ ને વેદના છો રહી,
એજ અહીં સત્ય મનુષ્યત્વ આપે:
ગગન ગગડાટ ને વીજથી સીંઝતો
મેઘ અમી વરસતો રહે પ્રતાપે!

૩૧૫

માનવી ! ઊઠીને આ ઊભો પૂર્ણ તું !
  શીશ તારૂં ઊંચે વ્યોમ પૂગે
પરમ વ્યક્તિત્વ લબાન તારૂં બધે,
  વિશ્વ ઝૂકે તને વન્ન મૂગે!
સર્વ શંકા અને શોક દે છોડી તું,
  સર્વ મમકાર સુખદુઃખ ડંગ,
જ્યોતિ જોનાર આંખે ભરે જ્યોતિને,
  શું કરે લાખ અંધારડેંગ ?

આંખના પોપચા નહીં ઉઘાડી શકે
  તે જુએ સતત અંધાર આંખે,
નવ હલાવી શકે પગ પથારી પડી,
  તે ઊડી જાય ક્યા પાદ પાંખે ?
દેખાતું ગણી બંધ જે થાય તે
  પ્રાણ અજ્ઞાનમાં મંદ સેવે
માનવી ! તોડી એ બંધ તું થા ઊભો !
  જો નવા વિજય તુજ રૂપ કેવે !

૩૦૬

જીવનના યુદ્ધથી દૂર હારી જવું ?
જીવન શું જગતથી દૂર ભાગે ?
ગામ છોડી જશો વન વિષે, તોય ત્યાં
બહુ ઉપાધિ નવી અન્ય જાગે ;
જીવનના યુદ્ધથી દૂર ભાગી જતા
જીવન શુ શાંતિ પામે કદાપિ ?
પ્રકૃતિની શક્તિ શુ પ્રકૃતિને છોડશે ?
કો શકે વસ્તુથી છાય કાપી ?'

લાખ સંન્યાસીઓ જગત છોડી જતા,
તોય આ જગતથી ચાલ્ય ભિક્ષા ;
દેહ દમવા જતા દેહ આડી જતી,
પ્રકૃતિની કેમ ચૂકાય શિક્ષા ?
પ્રકૃતિના શક્તિના નિત્ય ઉભરા ઊઠે,
જીવનના મેલને શુદ્ધ કરવા ;
યુદ્ધથી ભાગતા શુદ્ધિ મળશે કહીં ?
જીવનમેલે રહો કેમ ગરવા ?

૩૭૭

સાધુતા નાખજે સહુ નિજ અંતરે,
એજ સમાજની છે કસોટી,
સાધુતા અંતરે જો નહીં વ્યાપી, તો
સાધુતા બ્હારની સર્વ ખોટી,
સાધુતા નહીં વસે ભગવી કથા વિષે,
કે ન લટકાવતા સ્કંધ ઝોળી
અગ્નિથી રાખ છે, પણ અને અગ્નિ નહીં
કાય પર કોયનો રાખ ચોળી!

જગત છોડી જતા જીવન કયમ છૂટશે?
જીવનથી ભાગનારો કરે શું?
દુઃખથી ભાગતા જીવનરસ ખૂટશે
પાણીથી ભડકતો મર્દ તરે શું?
સાધુતા સાંભરો હૃદયની ઝોળીમાં,
જીવનની સ્વચ્છતા તેજ કથા
રણથકી ભાગતા રણુ રણરાગ રહે?
રણુ જીતે તેજ છે વીરતા

૩૦૮

જીવનનુ યુદ્ધ ખેલ્યા વિના શાંતિ નહીં,
તો પછી મર્દ શુ કયમ ન ખેલો ?
સિંધુના મોજા પર સ્વારી કરતા જશો,
કે જશો દલિત ખાતા ધકેલો ?
શક્તિની તૃપ્તિ ઘા મારવામાં દિસે,
તેમ ઘા ઝીલવામાંય તેવી ;
વીજનો ઘા ઝીલે ધાતુનો તાર જે,
તેજ તેને પૂરે ભૂમિ કેવી !

જીવનથી ભાગીને કેમ કાયર થશો ?
કાયરો જીવનાં મૃત્યુ પામે :
જીવન મોઘુ મળ્યુ જોગવી જીવવા,
કેમ તે ખોવુ અહીં હીન નામે ?
જીવન આ જેમ અણપૂછ્યુ આવ્યુ અહીં,
જીવન એ તેમ અણપૂછ્યુ જશે :
મર્દ શુ ખેલીને ધન્ય પળવુ, અગર
એક વધુ ધૂળઢગ ભૂમિ ભરશે !

૩૫૯

હોય નાનો ગમે તેટલો માનવી,
　　નાથ એ દેહના રાજ્યકેરો
જગત આ હોય મોટું ગમે તેટલું,
　　તોય લડી તોડવો જગતઘેરો,
યુદ્ધ લડતાં દિશા ઉઘડશે નવનવી,
　　નવનવા જ્ઞાનદેશો ઝળશે,
દેહનું રાજ્ય એ યુદ્ધ જીતે પછી
　　આત્મનું પરમ સામ્રાજ્ય મળશે!

શાંતિના સ્વપ્નને તો પરાં રાખવાં,
　　શાંતિ છે જીવનનું અંત્ય થાણું;
જીવનની વાટનાં યુદ્ધ ખેલ્યા વિના
　　કેમ તે પામવું જીવનલ્હાણું?
જીવનની વાટ અણુરોધ એ રાખવા
　　જીવનના તોડવા અંતરાયો
જીવનની શાંતિ એ યુદ્ધ વિણ ના મળે,
　　યુદ્ધ છે પ્રગતિનો સત્ય પાયો!

૩૧૦

જીવનનું યુદ્ધ એ ખેલતા માનવી
 જાણશે કૈંક જાણ્યું અજાણ્યું,
કૈંક જાણ્યું અજાણ્યુંજ કરવું થશે,
 કૈંક માણ્યું જણાશે અમાણ્યું,
ઢંક પડશે નવી તિમિરપડદા નીચે,
 ફાટ કંઈ કંઈક પડશે વિતાને
માગન, ઝીલના, સહન કરના બધું,
 જીવનની શક્તિના ફાન ફાને

જીવનનું યુદ્ધ એ મર્દ શું ખેલતા
 આવશે અન્ય ના આત્મશ્રદ્ધા,
દેવ આ પિંજરેથી જરા ઊડીને,
 ગુર્જરા માન્યતા કંઈક રહ્યા,
દેવ ને અર્ધદેવો જતા માનવી
 દેવ પોતે થના યત્ન કરશે,
માનવી થાય વિધિ માનવીભાગ્યનો,
 ત્યાજ તેનું મનુષ્યત્વ ટકશે!

૩૧૧

જીવનનું યુદ્ધ આ કેવું અદ્‌ભુત દિસે!
માનવીએ અહીં સતત લડવું;
આપતાં ઝીલતાં ઘા જવું આખરે,
પળપળે ચાખતાં મધુર કડવું;
નીચતા, દ્વેષ ને ભ્રાંતિના દાવ શા!
જ્ઞાન, ઔદાર્ય ને સ્નેહ કેવાં!
લાગતું હોય તે જીર્ણ થઈ ભાગતું,
જીવનના યુદ્ધનાં સ્ખલન એવાં.

જીવનના જોગ ને ભોગ સૌ માણવા
યુદ્ધ એ ચાલતુ સર્વ સાથે:
પૃથ્વી દારુણ મુખ ફાડી નીચે રહી,
ઊભું વિકરાળ આકાશ માથે;
હારતાં સર્વ ખોઈ વિલોપી જવું,
જીતતાં પણ હસીને ભુસાવું;
તોય એ જીવનનું યુદ્ધ અદ્‌ભુત લડી
માનવીએ જીતીને જીતાવું!

૩૧૨

જે વિચારો અને ભાવ છે આપણા,
આપણી ભાવના જેહ ઊંડી,
તેજ સામ્રાજ્ય છે આપણું અહીં ખરું,
તેજ છે જીવનની મુખ્ય મૂડી,
દેહ પડતા જશે દેહ માટી વિષે,
ને જગત ભૂલશે દેહધારી,
પણ વિચારો અને ભાવના કંઈક પણ
જીવનમાંથી જગત લે ઉગારી

વાદળી આવીને જાય આકાશમાં,
તે નદી વાદળીને ઉતારે;
ગગન ગગડાટ ને વીજ ને વૃષ્ટિથી
વાંઝી જીવનના ફળ ઉગાડે;
એ વિચારો અને ભાવના પોતના
જીવનના તોડવા બંધ બધી;
આંખના તેજ શા જીવનના તેજ એ,
તેજ વિણ સર્વ સંસાર અંધી.

૩૧૩

જે વિચારો વિષે માનવી ઊપજતો,
ને વિચારોજ અસ્તિત્વ આપે;
માનવીમનથકી જેમ રહે ઉપજતા,
તેમ મચાય અવકાશમાપે;
એજ છે કર્મ સચિત બધાં જીવનું,
એજ પ્રારબ્ધ નવજન્મકેરૂ,
જીવનના એજ સુખદુઃખ વણમાગિયા,
એજ છે આત્મનુ દેહઘેરૂ.

પરમ આકાશના તત્ત્વમાંથી પ્રથમ
દિવ્ય નીહારિકા જેમ નિપજે,
ને પછી તેજના ગોળ ત્યાંથી ફૂટી
એજ આકાશને થાય કબજે,
તેમ અવકાશમા સૌ વિચારો કરી
કર્મ સચિત નવુ ઉપજાવે,
જેમ જેવા વિચારો કરે માનવી,
તેમ તેવુ જીવન ને બનાવે.

૩૧૪

માનવી નિજ વિચારોરૂપે જન્મ લે,
ને વિચારોરૂપે જીવન જીવે;
સર્વ આચાર ને કર્મરૂપ કાયનાં
એ વિચારોરૂપી વસ્ત્ર સીવે;
તો પછી એ વિચારો વિષે છે વસી
માનવીજીવન કેરી મહત્તા,
જગતનાં સર્વ આચાર ને કર્મ પર
છે વિચારોતણી પૂર્ણ સત્તા.

જે વિચારોથકી જન્મબંધન મળ્યું,
તે વિચારોથકીજ મુક્તિ લાવો;
સૌ વિચારોતણા રંગ સંકેલીને
એક ત્યાં શુભ જ્યોતે સમાવો:
છે મનશની બની એજ જ્યોતરતની,
એજ છે મુક્તિપથ જ્ઞાનયોગે;
એજ છે અમૃતસિદ્ધ અમરતાણું
આત્મ ઉદ્ધારવા જન્મયોગે'

૩૧૫

ભાવના જે રહી તેજ વાસ્તવિકતા,
તેજ છે સત્ય શાશ્વત જગતનું;
માનવી દેહ કે માનવી આત્મ છે.
એજ છે આદિકંપન અગતનું,
પ્રશ્ન આ પ્રકૃતિ શું બાહ્ય વેષ્ટન નથી
સુચિત આત્મસર્જનશક્તિ કેરૂં?
અષ્ટિ પણ છે અનંતત્વની ભાવના,
ખીલવતી આત્મા મન્ અનેરૂં!

સર્વ આ પ્રકૃતિના રૂપ ને દૃશ્ય તે
ક્ષણિક માયા સમા છે વિકારી,
એક પરમાત્મની ભાવનાથી બધાં
વિકસતા જગ નવરંગ ધારી,
રૂપ કે દૃશ્યમાં દિવ્યતા નવ મળે,
દિવ્યતા છે રહી ભાવનામાં
આત્મના કેંદ્ર શું યોગ ફરી સાધવા,
ભાવના વિણ બીજું સાધ્ય શામાં?

૩૧૬

ઉચ્ચ એ ભાવના હૃદયમાં રાખવી,
    જીવન પણ ભાવના છે જગતની,
સકળ આ વિશ્વ પણ ભાવનામાં ટકે,
    નવ ઝીનના ગયે જ્યોતિ મનની,
સર્વને સર્વની ભાવના હો જુદી,
    જેમ જેના રહે પ્રકૃતિરંગો,
સર્વને કાજ આકાશ વિસ્તીર્ણ છે,
    મા ચગાવે ગમે તે પતંગો!

એ કુસુમકેરી છે ભાવના રંગની,
    એ કુસુમકેરી લાગે સુગંધે,
કોઈની પાંદડીની કળામાં રમે
    કોઈની હોય રવિકિરણબંધે
પોતપોતાતણી તાનમાં ખીલવું,
    પ્રકૃતિ ને જ્યોતિ નિજ હોય જેવી
માનવીએ જગે આમ નિજ ગેહના
    રાખવી ભાવના ઉચ્ચ તેવી

૩૧૭

જેમ જ્યોતી રહે ભાવના જગતમાં,
    તેમ તેને ભયે ખીલવા દો!
સર્વને સર્વનું સ્વર્ગ વ્હાલું દિસે,
    સર્વને નિજ રસે ઝીલવા દો!
ભાવના વિણ જગે જીવન આ શૂન્ય છે,
    ફળ કશું જોય નહીં જેમ વંધ્યા,
પૂર્વમાં દિવસકરને ઉગ્યા ચાલ, ને
    પશ્ચિમે રાત્રિકર ચાલ સંધ્યા.

માનવીએ જવું સતત આગળ જગે,
    કે અધિક મારીને ફળણું પડવું?
જ્યોત ગણો ગમે તેમ પકડી કરે,
    તોય તેને સદા ઉપર ચડવું,
માનવી મારી કે માનવી જ્યોત છે?
    હોય બન્ને છતાં કોણ વાધે?
ઉચ્ચ કો ભાવના ગમી આગળ જવું,
    જ્યોતને તોજ મહાજ્યોત લાધે.

૩૧૯

જીવનની ઉચ્ચતા ધારવા મથી રહો,
ઉચ્ચતાથી વધે જીવનદૃષ્ટિ;
ક્ષિતિજ નીચાણમાં લાગતી નિકટ, તે
પર્વતે વિસ્તરે અધિક સૃષ્ટિ;
જીવનની ઉચ્ચતા, જીવનની નીચતા,
એ જ છે જીવનનો ફેર જગમાં;
નહીં જડે સૃષ્ટિવિસ્તારની ભવ્યતા,
જો ન રોપે જવા શક્તિ ડગમાં!

હોય નીચાણમાં ઢોર ને છાંપડી,
હોય પર ગરુડ ને ઘન ગગનના;
હોય નીચાણમાં સ્વાસ્થ્ય બીકણપણું,
હોય પર સુસવાટા પવનના!
જીવનની ઉચ્ચતા કષ્ટથી સાધતાં
જીવનમાં ભવ્ય આનંદ ખીલે:
તીવ્ર તોફાન જે ઝીલતો પહાડ, તે
સૂર્યના કિરણ પણ પ્રથમ ઝીલે!

૩૧૯

જીવનની ઉચ્ચતા કેમ સાધી શકે,
જે સદા ખુંદતો પાય ખીણે ?
ખાવું ને ખેલવુ, જોવું ને ઝગડવુ :
નિત્ય વળગી રહે એમ ઈીણે ;
સર્વ પશુકાર્ય એ માનવી પણ કરી
ગર્વ ધારે ફરી માનવીનો :
કાલ કોણે દીઠી, એમ કહી થાય તે
આજને માટ આનંદભીનો.

શ્વાન ને માંકડાં છો જીવે આજમાં,
જગતપટ પર ચલનચિત્ર જેવાં ;
માનવી કાજ તો છે મહાકાળ આ,
આજના આપવા કાલ દેવા ;
જીવનનુ ધ્યેય ને જીવનઅભિલાષ સૌ
પ્હાડ જેવા સદા ઉચ્ચ રાખો !
ખીણમા પડી રહે સર્વ કચરો પુંજો,
રોચ પર સ્વચ્છતા સ્પષ્ટ ઝાખો !

૩૨૦

રાય ને રંક શું, ઉચ્ચ ને નીચ શું,
જ્ઞાની અજ્ઞાની શું જીવનમંચે?
જીવનમર્યાદમાં સર્વ બંધાય, ત્યાં
ગણી ગણી આખરે સર્વ ભૂલે,
જીવનમાં છે બધે પગથિયાં ભૂલનાં,
માનવી ત્યાં ચડે હોંકારતો.
ભૂલ જેણે નથી જીવનમાં કંઈ કીધી,
તે ભલે અન્ય પર થાય તાતો!

માફ ભૂલો કરે રાત્રિની કૈંક, ત્યાં
સૌમ્યતા શી ઉષાને સુહાવે!
માફ ભૂલો કરે દિવસની તેમ, ત્યાં
ભવ્યતા કેવી સંધ્યા સજાવે!
માફ ભૂલો કરે પૃથ્વીની કૈંક, ત્યાં
દિવ્યતા સૃષ્ટિમાં શી પ્રસારે!
માનવીબંધુને માફ કરતાં સદા
માનવી આપ પ્રભુતા વધારે

૩૨૧

ભૂલના ડાઘને બવ કરશો નહીં,
ભૂલ કરતાંજ અહીં સત્ય જડશે,
ભૂલના ડાઘને બધ કરતા નહીં
સત્ય પણ બધ રહીને સમડશે,
સત્યનું મૂળિયું ભૂલમાં છે રહ્યું,
સત્યનું ફૂલ ત્યાંથીજ ફૂટે,
મૂળિયું કાપતાં ફૂલ ક્યાંથી ઉગે?
સત્યની ભાવના કેમ ટકે?

ભૂલનારો નહીં આજને ભૂલશે,
તો પછી કાલને કોણ સમરશે?
જ્યાંયુ ભૂલી જતાં થાય અંધાર, તો
સત્યના તેજ ફરી કોણ ભરશે?
ભૂલની ધૂળમાં સોનું રહે રમળતું,
ભૂલની ખીણમાં રત્ન પાકે
ભૂલ તો સત્યને સહજ દેખાડશે,
ભૂલ કરનાર ક્યમ સત્ય ઢાંકે?

૩૨૨

જાણ્યું અણજાણ્યું જે નહીં કરી જાણતો,
તે ન જાણે અહીં જાણવું શું:
જાણ્યુ અંધારમાં અંધ હાથી સમુ,
તે ગણાશે ખરૂ માણવું શું?
સ્પષ્ટ આંખે દિસે સૂર્ય ફરતો નભે,
તોય એ ભાસ નવ સત્ય જાણો;
સાગરે દૂર જઇને થતાં લુપ્ત, તે
એમ ડૂબ્યાં નથી કોઈ વહાણો!

જાણ્યુ અણજાણ્યું પણ સર્વ કરવું પડે,
જ્યાં ઉરે ઉઘડે તેજબારી;
જાણ્યુ અણજાણ્યુ કરતાંજ અહીં જાણશે
માનવી વિશ્વની વાત ન્યારી,
સત્ય નહીં બોલતુ મુખ ઉઘાડી કશું,
તોય છે પ્રબળ આ મૌન એનુ:
કોડ ગોળા ઝળે અમિત આકાશમાં,
તોય નહીં તૂટતુ મૌન તેનું!

૩૨૩

સત્યને શોધતા સતત રહેવું જગે,
વ્યર્થ છો જાય ત્યાં યત્ન લાખો;
સત્ય આ જીવનમાં છો ન પકડાય, પણ
સત્યનો ભાસ કંઈ થાય ઝાંખો;
જીવનને જીવન-આનંદમાં યોજવું,
પરમ આનંદને પથ પડવા;
પૃથ્વીમાં પાય છો ધૂળ રગડાય, પણ
ઉચકવું શીશ આકાશ અડવા!

માનવીજીવનનું એ મહાધ્યેય છે,
એ મહાનિયમ છે જીવનકેરો,
માનવી રત્ન કે માનવી રોડી છે,
એજ છે જીવનનો ભેદ ઘેરો,
માનવીજીવનનું રત્ન ઝળકાવવું
રહે ભલે તે કપાતું ઘસાતું!
ક્યાં રહી માટી, પાષાણ નિસ્તેજ ક્યાં,
ક્યાં બને રત્ન તેનું સુહાતું!

૩૨૪

જગતમાં અલ્પ આ માનવીજીવનનું
          શું ભલાઈ વિના અન્ય રહેશે?
લક્ષ્મી ને કીર્તિ છે વીજચમકાર શાં
          પલક ઝબુકી ફરી ક્લેશ દેશે;
શક્તિ છે મેઘગર્જન સમી સરકતી,
          રૂપ સંધ્યાતણા રંગ જેવું:
ચલિત આ જગતમાં દલિત એ સૌ થતું:
          શું ભલાઈ વિના અન્ય લેવું?

જીવન પાસે જગત માગતું લ્હેણું, પણ
          છે ભલાઈજ દેણું જગતનું;
નહીંજ ખૂટે, વછૂટે, ન લૂંટે અવર,
          એ જીવનદ્રવ્ય બહુ છે અગત્નું;
સ્વર્ગની લાંચ ને નરકનો ભય તજી,
          છે ભલાને ભલાઈજ કરવી:
ચલિત આ જીવનમાં ફલિત છે અન્ય શું?
          જીવનસૌરભયકી સૃષ્ટિ ભરવી.

૩૨૬

કાર્ય કર, કાર્ય કર, કાર્ય કર સતત તુ!
કાર્ય વિણ જગતમા કો ન મુક્તિ;
શુ પડી શોકમા કાર્યને ભૂલતો?
કાર્યમા ધર્મની સર્વ યુક્તિ,
જેહુ ગુથાઇ મધમાખ નિજ કાર્યમા,
વખત તેને નથી શોક કરવા,
ઋતુ ગયા પછી મળે જીવનરસ ક્યાથકી?
કાળને કોઈની કઇ ન પરવા.

ફરજ તારૂ જગતને ભરી દેવુ,
ફરજ તારી બધી લે બજાવી;
ક્યાથી, શા કાજ, કે કેમ તે પરિણમે,
એ બધા તર્કને દે ડુબાવી!
સરે અદને લઈ જાય અવકાશમા
સૂર્ય પણ ઘૂમતો જાય ધર્મે,
તેમ સમારતો ભાર વ્હેતા સતત,
વેરતો જ્યોતિ નિજ સત સુકર્મે!

૩૨૭

જીવનનો બોજ પણ કાર્યપ્રદ શો રહ્યો !
ઘડીઘડી જીવનને દે દબાવી:
બોજ આ દેહનો પ્રથમ ઉપાડનાં
જીવનને પથમાં દે થકાવી,
ઘડીઘડી વ્યાધિ ને વેદના બાઝતી
જીવનને કોતરી ખાય ધીરે,
વ્યોમને વાદળા બાઝીને જેમ ત્યાં
હૃદય તેનું પ્રકટ વીજ ચીરે !

શોક ને ક્લેશ લીધાદીધા વણ જડ્યા,
કષ્ટ સંતાપ પોતે જગાડ્યા:
જીવનના બોજ વહેવા ઉપાડી બધા,
જુલમ અન્યાય છો રહે પછાડ્યા,
વિશ્વમંડળ વિષે સર્વ ગોળા ઘૂમે,
બોજ નિજ નિજ ઉપાડી પ્રકાશે,
પૃથ્વી પણ બોજ નિજ સૌ ઉપાડી ભાવે,
એક શું માનવી હારી નાસે?

૩૨૮

જીવનકર્તવ્ય જે આપણાં છે જગે,
તે બધાં સ્નેહથી સિદ્ધ કરવાં;
સર્વ સન્જોગમાં મધુર ઉરભાવથી
જીવનઋણ સર્વ અણમોલ ભરવાં;
વિશ્વની જાળમાં જે ગુથાઈ પડ્યું,
તે હજી જાય ત્યાં જે ગુંથાતુ,
તે નહીં સર્વ સમજાય અહીં કોઇને,
જીવનવણતર કશું ગ્હે વણાતું.

કેમ હુ આ કરૂ? શુંય ખોટુ ખરૂ?
શુ થશે હુ કરૂ એમ આ તો?
એ બધી વ્યર્થ શકા હૃદયની તન્ને,
એ બધી ગર્વની વ્યર્થ વાતો!
જીવનકર્તવ્ય છે જીવનઉપયોગમાં,
ચુકના જીવનની ચાપ લાગી;
વસ્તુનુ રૂપ નહી શુદ્ધ સાધી શકે,
જે કરે વસ્તુથી આંખ ત્રાંસી!

૩૨૯

આપણા પૂર્વજો સૌ મહાજન હતા,
કાર્ય કીધાં જગે કંઈ અનેરાં;
ઋષિ, મુનિ, ઓલિયા, સુભટ વીરો મહા,—
ધન્ય હો નામ એ ગર્વ દેરાં!
સ્વર્ણયુગમાં કીધાં કાર્ય કંઈ સ્વર્ણ શાં:
હો ભલે ગર્વની પ્રેરણા એ!
પણ નથી સ્વર્ણ એ આજના કર્મીઓને
સ્વર્ણ કરતું, ખરી છે ઘૃણા એ!

આજ તો યુગ ક્રમે માટી પોશાકનો,
ત્યાં ફરે છતી પોશાક જેવી·
ગત યુગોની પડી ગયા ખંડેરમાં,
તે શિરે ચોળી શી તૃપ્તિ લેવી?
આજ તો યુગ થયો કાર્ય કરનારનો,
નહી પડી ભૂતવાનો કર્યાનો,
જીવનકર્તવ્ય આ વર્તમાને કરો,
તો થશે સ્વર્ણયુગ દિનચર્યાનો!

૩૩૦

કાર્ય વિણ જીવન નવ પલક ચાલી શકે,
કાર્ય માર્ગે જગત જીવન પામે,
જીવનનુ વહન જે જગતવહને રહ્યુ,
તે ન અટકી શકે કાર્યશ્રામે,
છે મહાનદ પ્રભુ જગતનુ વહન આ,
ત્યા જીવન સર્વ છે સરિત જેવા.
અટકતા કાર્ય ત્યા વહન ક્યાથી રહે,
જળવહન નહી પછી ઝરણુ કેવા?

વહન કરતા ઝરણુ સરિતમા જઈ પડે,
સરિત વહતી મહાનદ મળે છે,
વહન એ સરના રૂપ સમાતી જતો
એ મહાનદ ઉદધિમા ભળે છે,
નાનુ કે મોટુ પણ સર્વનુ જીવન એ
જીવતુ જગતના જીવન માટે,
કાર્યના વહન વિણ જીવન એ કેમ રહે?
પૃથ્વી અટકયે શુ રહે પૃથ્વીપાટે?

૩૩૧

જે વિચારો મરે કાર્યને ગતિ વિષે,
તે વિચારો સદા શુદ્ધ રાખો;
જગતની સર્વ ગતિ છે વિચારોતણી,
છે વિચારે ભરી શક્તિ લાખો;
જો વિચારો સદા શુદ્ધ રહે મગજમા,
તો રહે કાર્યની જ્યોતિ બદતી:
અગ્નિની જ્યોતિ જ્યમ જાય ક્રમતી થતી,
તેમ ત્યા અગ્નિની રાખ પડતી!

છે વિચારોતણુ જીવન સઘળુ જગે,
છે વિચારોતણુ જીવન સાચુ,
કાર્ય તો કાય છે એ વિચારોતણી,
આત્મ વિણુ દેહનુ દૃશ્ય કાચુ;
અણુદીઠા અગમ પક્ષી સમા ઊડતા
રંગબેરંગી રહે સૌ વિચારો,
ઝીલીને શુદ્ધ સૌ હૃદયમા તે ભરો,
ને મનોશુદ્ધિ કાર્યે ઉતારો!

૩૩૨

જીવનનું મૂલ્ય માગે મહા જગત આ,
    નહીં શકે માનવી તે ચૂકવી;
જીવન જીવનારને આપવું એ પડે,
    કેમ ના દે મુખે હાસ્ય લાવી?
હૃદય ઇચ્છે ન ઇચ્છે, છતાં મૂલ્ય એ
    પ્રકૃતિની શક્તિ કો છીન લેશે:
ત્યાગશે દેશ કે પલટશે વેશ, પણ
    માનવી જીવન ક્યાં છાંડી રહેશે?

એક પગલું પડે ચાલવા ભૂમિ પર,
    ત્યાંય આ જીવન કંઈ મૂલ્ય આપે;
એક આ હાસ્યને મુખ ઉપર આણવા,
    હૃદય મુખસ્નાયુમાં ક્ષોભ સ્થાપે!
જીવનનું મૂલ્ય અહીં કોણ ના આપતું?
    સૂર્ય પણ મૂલ્ય એ નિત્ય દેતો:
આગમો જ્યાં નવાંકુરતણું મૂલ્ય દે,
    ત્યાંજ ભર મોરથી ઝૂકી રહેતો!

૩૩૩

માનવીસિંધુ આ આપણો ઉછળતો
        હૃદયમાં મારતો રહે ઉછાળા,
નિશ્ચિન્ત કિનારા ઉપર ઊર્મિઓ
        સતત પછડાઈ ભરતી ઉછાળા,
એ કિનારા ઉપર પાળ ફરતી પડી,
        નહીં હજી સિંધુ એ ભેદી શકતો,
પાળને તોડવા મથન મોજાં કરે,
        તોય ત્યાં સિંધુ ઉછળી અટકતો!

સિંધુનું મથન ચોપાસ રહે ચાલતું,
        પામવા સત્ય ઉદ્દેશ એનો,
એક એ ધ્યેય માટે પછાડા ભરે,
        મર્મ મોજાં વિષે નાદ જેનો,
શું કિનારાતણી પાળ અનભેદ છે?
        ફરી ફરી ત્યાં કરો યત્ન અંતે!
પાળ તોડી કદી ધ્યેય એ પામશો,
        સિંધુ ને વિશ્વ બની એક અંતે!

૩૩૪

જગતની કદર માટે કશું ટળવળવું?
સર્વને સર્વ લાગે ન રૂડું,
પાંચ પચીસ ભલું બોલશે એમ, તો
સો સમે બોલશે તેમ ભૂંડું,
કોઈના શબ્દથી શું વધે કે ઘટે?
સર્વ માગે નહીં અન્ય આંખો
આપ મનથી કરી માપ સૌ વર્તવી
આત્મનિષ્ઠાથી સંતોષ રાખો!

છેક આકાશમાં મૌન વ્યાપ્યું બધે,
નહીં વદે કોઈ આકાશવાણી,
કોઈ થોભે નહીં પલક નિજ માર્ગમાં,—
જ્યોતિ મારી જુઓ ને તપાસી!
એમ કર્તવ્યમાં ઘૂમતું સર્વને,
જીવનની પૂર્ણ જ્યોતિ જગવવા
જીવનપથે જતાં, સર્વ નિજ સાધનાં,
કોઈ પાછું ચરણ શે ડગવવા?

૩૩૫

માનવી! ઉચ્ચ કર ધ્યેય તારા બધા,
મથી રહે પૂગવા ઉચ્ચ સ્થાને,
દેહ ને આત્મની શક્તિઓ સૌ ક્રમી,
સફળ કર જન્મ તુજ સન્નિધાને,
જોઈ નવ પાછું કે રોપ રહે વાટમાં,
કોઈ પણ ખટક ગણે ન ખોટી
રહે અણીશુદ્ધ તુજ ધ્યેયને વૈર્યથી,
પ્રીતિ છો થાવ તારી કસોટી!

માનવી! તું અનન્તતનું બાળ છે,
પરમ આનંદ પર હક્ક તારો,
કોડ તારા ઝગુકતા હસે વિશ્વમાં,
તે મહીં એક તું પણ સિતારો!
સર્વ આ વિશ્વની લક્ષ્મી તારીજ છે,
સત્ય ને શ્રેયની તરપ ફળશે
પ્રાજ્ઞતા દોરશે, સ્નેહ ભર મ્હોરશે,
ને પરમ શાંતિ આનંદ મળશે!

૩૨૬

જીવવું, જીવનનો શ્વાસ લેવા સતત,
ઘૂમવું જગતમાં શક્તિ સાથે,
જાણવી જીવનઆનંદની વેદના,
ચોળવું સ્વર્ગ ને નર્ક હાથે
એમ, દુર્ભાગ્ય પ્રતિકૂળ સંજોગ માં
અવગણી રહેવું ઊભા અડગ ત્યાં,
જીવવું, જીવવા દેવું, જીવાડવું
જીવનનો વિજય બીજો સુભગ ક્યાં?

સર્વ અન્યાય ને જુલમ સહેવા જગે,
સર્વ અપરાધ ને દોષ ક્ષમવા,
સર્વ દુનિયાને હૃદયમાં ગાડવી
સર્વ નિજ દેહના દોષ દમવા
જ્ઞાન ઉદારપણું વિનય ધૈર્ય ને નમ્રતા
રાખવાં જીવનસાતત્ય માટે
ને જીવનજ્યોતિ સ્નેહ જલાવી જવું
ધન્ય એ જીવન જગતે વિરાજે!

૩૩૭

સકળ બ્રહ્માડમા આતમ એકજ રહે
ને રહે સહુમા તેજ વ્યાપી,
દેહ આ એક પરમાત્મગતિ ખરે—
વિશ્વના ધૂળમા અજર સ્થાપી!
સૂક્ષ્મનુ બિંબ એ સ્થૂળદર્પણ પડે,
કાય પરમાત્મનુ બિંબ દેહે
દેહની માટીમા કોઈ પ્રભુતા નથી,
સર્વ પ્રભુતા વસે આત્મસ્નેહે

સકળ બ્રહ્માડમા વ્યાપતા આતમ શો
સ્નેહ પણ સર્વવ્યાપી છવાયો,
સ્નેહ બધાય જ્યા મોહ મર્યાદમા,
ત્યાજ છે દુખ ને અતરાયો,
કોઈ પણ વસ્તુએ સ્નેહ જકડાય, ત્યા
દુખ જન્માવતી થાય માયા
જીવનને રક્ષવા જીવન ખોવુ પડે,
સ્નેહ લે ભોગ સ્નેહે સવાયા!

૩૩૮

સર્વ ધિક્કાર, ભય, દ્વેષ ને સ્વાર્થ આ,
　　દર્પ આ ગર્વ ને શક્તિ કેગ,
સર્વ આ ભ્રમ, અસૂયા, કપટ ને દગા,
　　સર્વ ઉન્માદના જુલમ વેગ,
સર્વ લજ્જા, તિરસ્કાર, અપમાન આ,
　　સર્વ નિંદા, અધમતા, બુરાઈ,
સર્વ આ ક્રૂરતા, વક્રતા જીવનની
　　જીવનથી શું જશે ના ભુલાઈ?

એક દિન તોય આ જગતમાં આવશે,—
　　હો ભલે લાખ વર્ષો પછી તે,
સ્નેહનું સત્ય સામ્રાજ્ય જ્યારે બધે
　　વ્યાપશે જગતમાં રૂડી રીતે!
માનવીજીવન ત્યારે ખરું ઝળકશે,
　　જીવનમહિમા પ્રભા પરમ ભરશે,
સ્નેહનો સત્ય સૌંદર્ય જ્યાં વરસશે,
　　પૃથ્વીમાં સ્વર્ગ સાચું ઉતરશે!

૩૩૯

સ્નેહ ને શક્તિની હોય સમતોલના,
ત્યાંજ છે જીવનની સત્ય સિદ્ધિ;
સ્નેહ વિણ જીવન સ્વએકતા નવ ગ્રહે,
શક્તિ વિણ પ્રગતિ કે નહોય વૃદ્ધિ;
શક્તિ વિણ સ્નેહ છે અબળ ને પાંગળો,
સ્નેહ વિણ શક્તિ છે તેમ અંધી;
જીવનનું યુગલ એ જીવનનો પ્રાણ છે,
તોજ જીવી વધે સૃષ્ટિ સધી.

સૃષ્ટિમાં સૌ વિખેરાઈ પડિયું દિસે
પ્રકટ ચૈતન્ય જડ સામસામે;
સ્નેહની છેજ સ્વએકતા મધમાં,
તેજ અન્યોન્યમાં મુક્તિ પામે;
સ્નેહ ને શક્તિથી સૃષ્ટિ રહે શાશ્વતી,
સ્નેહ ધારે અને શક્તિ તારે
સર્વ પોષે બધું સ્નેહની જ્યોતિથી,
ને કમી શક્તિતાપે વધારે !

૩૪૦

માલમિલકત કહો, અખૂટ દોલત કહો,
સર્વ એ શક્તિના ચિહ્ન જગમાં,
ચાલતું સહજ કે ગાડિભર ચાલતું
શક્તિના માપ છે માત્ર ડગમાં;
સુખ જડે નહીંજ એ શક્તિના માર્ગમાં,
સહજ વધઘટ થતી શક્તિ કેરી:
માસના ચક્રમાં કદી ન બે રાત પણ
ચંદ્ર સરખી ફરે તેજફેરી!

સર્વ બ્રહ્માંડ આ આપણું છે, છતાં
એક કો ટૂકડો શીદ ચહીએ?
કોડ તેજસ્વી તારા તણા આપણા,
વીજદીપે કશા મોહી રહીએ?
શક્તિના ધોધ આ નિત્ય વહેતા રહે,
ચક્રમાં ચક્ર ચિરકાળ ચાલે
ચક્રના ભ્રમણમાં અચળ કો સુખ નથી,
સર્વ ગૌરવ જો ચક્ર ચાલે!

૩૪૧

કિરણમાં જે વસે ઝળકતું તેજ, તે
ઉતરે મૂળ નિજ જ્યોતિમાંથી;
કિરણને તોડવા કે પકડવા જતાં
કિરણ ને તેજ ઉડી જાય ત્યાંથી;
જ્યોતિમાંથીજ છે જ્યોતિનાં કિરણ, ને
જ્યોતિ વિણ ક્યાંથી અસ્તિત્વ રાખે?
કોઈ સ્વતંત્રતાએ જ્યોતિજ્ઞ નભ ઝગે,
આસના ભેદ કર કોણ નાખે?

અસુખ વ્યાપતુ સકળ બ્રહ્માંડમાં,
તે ન પકડાય બ્રહ્માંડખંડે,
જ્યોતિના કિરણ શું સુખ હિમે ઝળકતુ,
પણ પૃથક વસ્તુમાં રહે ન પડે;
જો ગહે સત્ય સુખ સર્વમાં વ્યાપતુ,
તો જડે તે નહીં કો વિભાગે;
વિશ્વના સ્નેહમાં સુખ ખરૂં છે વસ્યુ,
વિશ્વસ્નેહે કદી સુખ ન ત્યાગે.

૩૪૧

કદીક ધગનાં રણો નજર પાછળ પડયાં,
કૈંક સૂકા પડયા પ્હાડ સામે;
કૈંક ટંટા, પ્રપંચો, લડાઈ થકી
પૃથ્વીને પાટ વેરાન જામે;
દ્વેષ, ધિક્કાર ને ખાર છાઈ રહ્યા,
ગમ ને આંસુમાં દેહ લોટી;
પણ હજી માનવી હાસ્ય કંઈ કરી રહ્યો,
એજ બક્ષીસ છે અજબ મોટી!

માનવીજીવનની કરુણતા કેવી આ!
કેવી આ છે વ્યવસ્થા જગતની!
સ્નેહ આનંદને તોડવામાં હશે
કે ગહન ચાલ વિધિની રમતની?
સર્વ આ માટીમાં જેહ પ્રભુના વસી,
તેજ એ સ્નેહ અહીં એમ રહેતો:
પુષ્પનું પરમ સૌરભ લૂંટી તોડતાં
પુષ્પથી વધુ કશો સાર જડતો?

૩૪૩

જે વિસંવાદ દેખાય ચોપાસ, તે
માત્ર જીવનસપાટી ઉપરનો;
અંતરે તો મહા શાંતિ આનંદ છે,
સુસવાટો ભર્યો છે શિખરનો,
છે વિસંવાદ મસ્તાન મોજાં ભર્યો,
જેહ પછડાય પ્રત્યેક પવને;
શાન્તિ છે સિંધુઊંડાણની સ્વસ્થતા,
નવ ઊઠે ઊર્મિ ત્યાં ચપળભવને.

ક્લેશ સંતાપ આવ્યા નહિ જીવનમાં,
ત્યાગ અંતર ભણી દૃષ્ટિ વાળો,
જીવનતળ પૂર થતું છોડી દ્યો દેખવું,
તોડી દ્યો તુચ્છ એ સૌ ઉછાળો!
શાન્તિ જે સૃષ્ટિનું પરમ સર્જન કરે,
તે શું એ સૃષ્ટિથી છે ન મોટી?
વ્યોમની શાંતિ નવ કો ચળાવી શકે,
હો ભલે તારકો કોટિ કોટિ!

૩૪૪

અગમ પડદો બધે મોહમાયાતણો
        છે પડ્યો માનવીદૃષ્ટિ સામે;
માનવી ડહાપણે ગર્વ ધારણ કરે,
        ને ફરે ફૂલીફાલી દમામે,
પવન ફૂટી બધે જેમ ધસતો રહે,
        તેમ ચોપાસ ને જાય ધમતો;
જીવનની ઊંડી જે સિદ્ધિ ને મહત્તા,
        અર્થ તેનો ન ઉર અધ વસતો.

જીવનસુખ સ્વાર્થમાં શોધવા જાય, પણ
        શોધતા શોધતા જાય થાકી,
ક્ષિતિજમાં નિત્ય દેખાય સુખપોપરી,
        પણ જતી દૂર ને દૂર નાસી;
ઉમર ચાલી જતા હાથ ખાલી રહે,
        માનવી આખરે આખ ખોતે.
સુખ નથી ક્યાંયે એ લાખ પ્રમોદમાં,
        એક કલ્યાણ અધ્યાત્મમાર્ગે!

૩૪૫

સુખ નહીં વસ્તુની ઢેલછેલે વસે,
સુખ નહીં કર્મજોડયાં કુટુંબે;
સુખ નહીં કલ્પનાક્ષિતિજ પર તરલ કો
મૂર્તિને દૂરથી વિહ્વલ ચુંબે;
ગુપ્ત સમી વસ્તુ જો કો, હશે, તો હશે
હૃદયકેરી મહત્તા વિષે તેઃ
જીવન સૌંદર્ય આનંદ પરમાર્થમાં
જ્યાં ગ્રહે ખીલતાં સુખ હવે તે.

અંતરાત્મા વસે અદીઠ ઊંડાણમાં,
નવ શકે કોઈ ત્યાં જોઈ એને;
એજ ઊંડાણમાં ખોળતા ખોળતાં
થાય આનંદનાં દર્શ તેને;
નથીજ આનંદ કંઈ પૂર્વ કે પશ્ચિમે,
અવનિમાં કે નથી અંતરિક્ષે;
પણ જહીં સૂર્ય નિજ કિરણ ઊંડાં પૂરે,
ત્યાંજ તે ભવ્ય રંગો નિરીક્ષે!

૩૪૬

અંતરાત્મા પડ્યો છે ગહન બંધને
સ્થૂળ પંચેંદ્રિયોમાં જડાઈ;
પ્રકૃતિની શક્તિ ચોપાસ રહે નિરખતો
ને રહે દેહબંધે રુંધાઈ;
ધૂળ ને મૃત્યુની તરફ ધસડાતી રહે
વિશ્વની વસ્તુઓ સર્વ અંતે:
જાણ્યું નહીં જાણ્યું જ્યાં એક કંઈ લાખમાં,
ત્યાં પડી જાય પડદા દિગંતે.

સ્થૂળ એ તિમિરપટ જ્યાં જશે ઊતરી,
જ્યાં જશે બંધનો સર્વ તૂટી;
સ્થૂળ આ દેહના પ્રબળ અધિકાર સૌ
આત્મબળે જશે જ્યાં વછૂટી:
ત્યાંજ એ અંતરાત્મા ફરી ઝબુકશે,
વીંઝશે દિવ્યતાકેરી પાંખો;
ભવ્ય નિજ મુક્તિ ને વિજયના દર્શને
થાય આનંદમય જન્મ આખો!

૩૪૭

સુણજે પરમ સંવાદ અંતરતણો!
એજ છે વિશ્વસંવાદદોરી,
સ્નેહના સતત જ્યાં અમીફુવારા ઉડે,
ઝબકજે તેજ લોચનકટોરી!
ગુહ્ય કો યંત્ર જળનો રહે અંતરે,
તેજ આ આંખમાં જ્યોતિ પૂરે
હાસ્ય કરજે તદા જગત પર ઝળકતા
વિરલ એ નયનના દિવ્ય નૂરે!

જીવન નો મર્મદા વ્યક્ત બનવા ચહે,
થાય આવિષ્કરણ નિત્ય એનું,
ગુપ્ત અંકુર નિજ કેંદ્રમાંથી ફૂટી
જાય ખુલતું સદા સત્વ તેનું,
નંદનના ધાર સુંદર રહે ધારતું,
રસ પીવી ઝૂલે ફૂલ જેવો
છોડઉરથી ઉગે ફૂલ ગુલાબનું,
મનુજઉરથી ઉગે સ્નેહ તેવો!

૩૪૯

દ્વેષ કરનારનો દ્વેષ કરશો નહીં,
દ્વેષ છે ક્ષણિક અધારલીલા,
થાય પ્રતિકાર જો દ્વેષનો દ્વેષથી,
તો વધે અધિક અધારલીલા;
દ્વેષનાં ઝેર જો સ્વાત્મસ્નેહે રહે,
તે પ્રતિદ્વેષથી નહીંજ તૂટે:
જો અમિયથી જળે અગ્નિ ધગધગ થતો,
તેજ તેને દીવે તે ન ખૂટે.

દ્વેષ પણ સ્નેહનો કોઈ જડ સૂર છે,
એકલો ઝીલતાં કર્ણ ત્રાસે;
સ્નેહના સર્વ સૂરો તણી સાધનાં
દ્વેષનો સૂર તેમાં સમાશે;
દ્વેષ કરનારનો દ્વેષ પાછો ફરી
આત્મને જ્યોતિથી દૂર રહેશો:
આંખ સામે ચઢાવે ભીષણ આંધી, તો
વ્યોમ પોતે ખુલે તેજરેલો!

૩૪૯

સર્વ આ તારકો ઘૂમતા વ્યોમમાં
        પોતપોતાતણું જીવન જીવી ;
પોતપોતાતણાં ચક્રમાં ચાલતા
        નાની કે મોટી નિજ રાખી દોરી ;
સર્વ અન્યોન્યને ખેંચતા નિજ ભણી,
        સ્નેહ આકર્ષણે નિત્ય રહેતા;
પોતપોતાતણી જ્યોતિ સૌ વેરતા,
        સર્વ નિજ કાર્યમાં સતત વહેતા.

કોડ આ તારકોનાં જીવન કંઈ મળી
        એક આકાશજીવન ખીલાવે ;
કોડ આ માનવોના જીવન ત્યમ મળી
        માનવીજીવન જગમા દીપાવે !
નાનું કે મોટું કયમ જીવન કોનું કહો,
        માનવીજીવનના સર્વ તાગ.
સ્નેહ આકર્ષણે સર્વ રહો સંયુક્તા,
        માનવીજીવન દીપાવનારા !

૩૫૦

વિશ્વ છે સકળ અન્યોન્યને આશ્રયે,
ત્યાં નિરર્થક ગણો કેમ કાંઈ?
સર્વનું સ્થાન છે નિયત આ વિશ્વમાં,
સર્વની વ્યક્તિ જૂદી ઘડાઈ;
મૂળ તત્ત્વો રહ્યાં તારકોમાંહી જે,
તેજ તત્ત્વો વસ્યાં સર્વ દેહે:
તારકો ભાવ ઉભરાવતા તેજથી,
વૃક્ષ ઉભરાય સમ પુષ્પનેહે.

એક આ પુષ્પ સુકાઈને ખરી જતું,
એક તારો ગગનમાંહી ખરતો;
એક પથ્થર ખસેડાય આ પૃથ્વીમાં,
સિંધુમાં એક મોજે ઉતરતો;
એક આંસુ પડે માનવીઆંખથી,
પર્વને એક જળધોધ તૂટે:
જગતમાં છે જ સાપેક્ષતા સર્વની,
એક વિણ અન્યનું જીવન ખૂટે!

૩૫૧

કોઇજન મારીને લાખ કો જીવતા,
લાખને મારીને કો હજારો,
ને હજારો હણીને જીવે સેંકડો,
સેંકડો મારી રહે એક સારો :
માગતો જે દયા ને કૃપા નાથની,
તે દયા ને કૃપા સર્વ છોડે;
હૃદય દાવો કરે નિત્ય જે સ્નેહનો,
સ્નેહ તે અન્ય ઉર કાજ તોડે!

છે કશી માનવીજીવનની અમરતા,
કે અહીં માનવી એમ ભૂલે?
પાદ જેનો રહે કચડતો અન્યને,
શાશ તેનુ છુદી અન્ય ફૂલે!
પૃથ્વીને છુંદતો મ્હેલ ઊભો રહે,
મ્હેલને છુંદતો કાળ ઊભે :
માટી જીતાય નહી માટીની શક્તિથી,
માનવી કેમ એ ગર્ત ડૂબે?

૩૫૨

માટી ધોવાય નહી માટીની રાશિથી
માટી ધોવાય તો હૃદયસ્નેહે
પૃથ્વી જીવાદને પ્રાણ નિજ આપતી
જો બીજાનીજ નિજ હૃદયમેહુ ,
માટીની ઉષ્ણતા માટીની સાથ આ
જીવનને નિત્ય નાખે ઉમળતુ ,
સ્નેહનુ વારિ છટાય ત્યારે તહીં
જીવનને માટીનુ સત્વ મળતુ

માટીમાથી ઉખેડી નજર માનવી
સ્નેહની જ્યોતને જોય ક્યાર ?
માટીમા ખદબદી ભ્રમ ફિરે ભટકતુ
જીવન આ એમ સ્નેહજ ઉગારે
સૂર્યની જ્યોતિ આ પૃથ્વીમા વસતા
જગતના દ્વાર દે ઉઘાડી
પણ જુઓ સ્નેહની જ્યોતિ એ જગતના
સર્વે બજાર દે બહાર મહી !

૩૫૩

આ બધી વસ્તુ વેરાઈ વિખેરે પડી,
આ પરસ્પર ગ્રહ્યા કલહ જગમાં,
આ બધા યુદ્ધ અન્યોન્યને તોડતા,
આ અસૂયાતણા ઝેર દૃગમાં,
આ બધા ભય, અને હાનિના શોર આ,
આ બધી સ્તનૂપણા ઉરની
જોઈ જોઈ બધું હૃદય ચીરાય આ,
એક વિણ ખોટ એ વિશ્વભરની!

આ બધું વિશ્વ વેરાઈને છે પડ્યું
તેજ અંધારની ખેંચતાણે
વિશ્વમાળા વિખેરાઈ તૂટી પડી,
સર્વ મણકા જીવન ભિન્ન માણે!
તેજ અંધારની પાર છે જે રહ્યો,
એજ માળાતણો સ્નેહદોરો
માનવી સ્નેહ એ નિજ જીવન પૂરો,
ત્યાં થશે વિશ્વ અમીનો કટોરો!

૩૫૪

જીવન જીવવા સમુ નર્તનુ છે જગે,
    મર્મની પાસ છે મળ જ્યોતિ,
જીવનઆનદ છે ઉચ્ચ આ જગતમા,
    કેમ એ માનવીદૃષ્ટિ ખોતી?
આખ કે કલ્પના પૂગી શકતી નહીં,
    તેથી યે પાર ઊંચાણ તેના,
જગતની ખીણમા ધુધવાતા રહે,
    કેમ ઊચાણ તે જોય નેણા?

જીવનઆનદના માર્ગ બે મુખ્ય છે:
    એક છ સ્થૂળ ને સૂક્ષ્મ બીજો
સ્થૂળ આનદ ગાજે ત્વરિત દેહને,
    સ્થૂળ આનદનો એ નતીજો;
ઘડીકનુ તેજ જેવા ઊડે બળુકા તે
    મીણબત્તી બળી જાય પોતે,—
સૂક્ષ્મ આનદમાર્ગ ઝે અમા સમો,
    ચદ્રિમ જ્યમ ઝળે ચદજ્યોતે!

૩૫૫

*સ્થૂળ આનંદ શું આપશે આપણે,
માત્ર જે નિજ ઉત્તેજના જાણે?—
અન્યના દુ:ખમાં જોય ઉલ્લાસ નિજ,
અન્યના આંસુમાં સ્મિત માણે,
જે ગુલાબે વસ્યું પરમ સૌંદર્ય તે
દિવ્ય આનંદ આપે હૃદયને,
સ્થૂળ તેની સુગંધીથકી સ્પર્શી તે
પામશે કેમ સૌંદર્ય નયને?

અણઅડ્યા જે ઉષાગાત્ર રંગો ઝળે,
તે ઉડે સૂર્યઅંગુલિજ અડતાં,
વિશ્વસૌંદર્યના સૂક્ષ્મ આનંદ આ
ઝટ ઉડી જાય દેહે પકડતાં
સ્થૂળ આનંદ લાગે ગમ્યો પ્રથમ, પણ
આખરે થાય બહુ સ્વાદ ફીકો,
તે જ કૃત્યો ફરીને ફરી ચાખતાં
પામશે રસ કશો મેં અધિકો?

૩૫૬

પરમ આનંદ કયમ પ્રભુતણો મેળવે
    જે જતો ઢુંઢવા વ્યગ્ર દેહે?
પરમ આનંદ છે હૃદયની શાંતિમાં,
    પરમ આનંદ છે વિશ્વસ્નેહે:
વીજ ગગડાટથી વાદળા ખળભળે,
    ત્યાં ન કો શાંતિ આનંદ ભાસે;
પણ ઝરે મેઘ જ્યાં કોઈ ધારે અમી,
    ને ઉરે ધનુ હરે સૂર્યહાસે!

કેમ આનંદ એ અંતરે અનુભવો,
    જો વિમળતા પૂરી ના ફલે ત્યાં?
જો ન આકાશઅંધાર નિર્મળ રહે,
    શુદ્ધ નવ સ્વર્ગંગા ખુલે ત્યાં,
પળપળે અંતરે વાસના જ્યાં ઊઠે,
    પરમ આનંદ ત્યાં કેમ ઝાંખે?
પૃથ્વીનો ધુમ્મસ જે વળગી રહે પૃથ્વીને,
    તેજ ત્યાં સૂર્યને ઢાંકી નાખે!

૩૫૭

'હોય છલછલ મગોવર ભર્યું આંસુથી,
પણ કમળ હાસ્યનાં ત્યાં ઉગાડો;
હોય દુઃખકષ્ટથી વન ખીચોખીચ ભર્યાં,
ધો તહીં ગેપી આનદઝાડો;
હોય સાગર વ્યથાથી ભર્યો ઊફળતો,
તોય ત્યા ધૈર્યનૌકા ચલાવો:
હાસ્ય, આનદ ને ધૈર્ય છે જીવનના;
જીવનમાથીજ લે જીવન લ્હાવો.

બીજમાથીજ વૃક્ષો ઉગે ભૂમિમા,
વૃક્ષમાથી ઉગે મધુર ફૂલો,
પવન ફૂકાય ને કીટ કઈ ખાય, પણ
ફુલનો બ્હાર ફૂટે અમૂલો,
જીવનઆનદ પણ જીવનમાથીજ એ
ક્લેશ ને શોક વચ્ચે વિકાસે·
અગ્નિને બુઝવવા વાયુ ફૂકે, છતા
અગ્નિ ભડકો કરીને પ્રકાશે!

૩૫૮

અમર આનંદનું બીજ મોંઘું પડ્યું
માનવીઅંતરે છેક ઊંડું;
દુઃખ કે વેદનાથી મરે નવ કદી,
જાય તૂટી ભલે આળ કૂડું;
જે અમર સ્નેહ છે જીવન જોડાયલો,
તેજ એ બીજને અમર રાખે:
વાયુમાં અગ્નિનો અમર વાસો રહ્યો,
તેજ ઘનઘર્ષણે વીજ દાખે!

અમર આનંદ એ અંતરે જે વસે,
ને મહાદુઃખમાં પણ ઝબૂકે;
માનવીજ્યોતિને જ્વલિત રાખે, ભલે
વિશ્વના સર્વ તોફાન ફૂંકે,
મધુર આનંદનો આત્મ તો અમર છે,
જગત તેનું ભલે હાસ્ય ચૂંટે
છોડથી ફૂલ ચૂંટો ગમે તેટલાં,
તોય બીજ નહીં ફૂલ ફૂટે'

## ૩૫૮

કંઈક ઊંચાણ આનંદના છે ઉરે
પ્રેમ પાછળ અપાર પ્રેમ ઊંચી,
હૃદયઊંડાણમાં ઉતરતાં ત્યાં મળે
પરમ આનંદની દિવ્ય કૂંચી
એક આનંદ માટે મથે જીવન આ,
તે મળ્યો કે અપાર વૃદ્ધિ પડતો,
પ્રેમની હાર પર હાર પાછળ રહી
પૂર્ણ આનંદ નવ તોય જડતો

મેં કદમ પડ્યા મહાર આનંદના
પ્રેરવા માનવીઓમાં ત્યાંહીં
મળિયું છે રહ્યું સર્વનું અંતરે
તેજ રસ મૂળનો જાય માંહી,
હૃદયઊંડાણમાં પરમ આનંદ છે
પ્રેમ ત્યાં સૌ શમી જાય તેમાં
પાસિફિક સાગરે ગૌરીશંકર શમે
શોધશો અપાર ઊંડાણ શેમાં ?

૩૬૦

સ્નેહ આનંદસૌંદર્ય છે જગતનું,
સ્નેહ સૌંદર્યઆનંદ તેનો;
સર્વ સૌંદર્ય ને સર્વ આનંદને
છાઈ દે જ્યોતિથી સ્નેહનેનો;
જીવનઆનંદને શોધવા ક્યાં જવું?
જીવનઆનંદનો વાસ હૃદયે;
પૂર્ણ ક્યાં શોધવા જાય નિજ જ્યોતિને,
જ્યોતિ પ્રસરે સ્વયં ભાનુઉદયે!

રત્નને શું કહો ખાણ નિજ ગોતવા?
શું કહો નભપથી તારલાને?
કમળને શું કહો નિજ સૌગંધ્યની?
વૃક્ષને શું ધન ખોળવાને?
બીજને શું કહો વાળા ગોતવા?
જ્યોતિને શું કહો અગ્નિ માટે?
જીવનઆનંદ છે જીવનને અંતરે,
સ્નેહની છે સુધા સ્નેહધારે!

## ૩૬૧

સ્નેહ, સમભાવ ને પરમ દૈવી દયા
એજ ચૈતન્યગુણ પુણ્યભીના,
જગતના પ્રકટ સૌ જીવનકલહો વિષે
ઉચ્ચ આનંદ એ માનવીના,
જે મનુષ્યત્વ છે માનવીનું અહીં,
જે પ્રભામાંહીં ઉત્કર્ષ તેનો,
જે ગુણોથીજ દેવત્વ તે ખીલવે,
તેજ નિર્મળ ખરો હર્ષ એનો!

સ્નેહ, સમભાવ ને પરમ દૈવી દયા
રાખજે સર્વ નિજ હૃદયમાંહીં,
જે મહાજીવનનો રસ જગે જીવનો
તે શુ સમગ્ર કરો જીવન આંહી!
આંખમાં જો હશે આંખની જ્યોતિ, તો
જગતની જ્યોતિ તે ઝીલી જોશે
માનવીજીવનની તેમ ગુણજ્યોતિ એ
વિશ્વની જ્યોતિ શુ જીવન પોશે

૩૬૨

આપવું, આપવું, ફરી ફરી આપવું,
ને હજી આપવું, એજ સિદ્ધિ :
એક આનંદ એ પરમ છે જીવનનો,
આપવામાં પરમ જીવનસિદ્ધિ :
ફૂલને આપવાં મલ્લિકા માગશે,
મલ્લિકાથી કશુ યે ન મળશે;
આપવુ તો બધી વાટિકા આપવી,
કે ન કંઈ માગવાનુંજ મળશે !

આપનારો બધું આપીને છૂટશે,
આપનાં આત્મનું કંઈ ન ખૂટે ;
મેઘ આપી બધું ખાલી પોતે થતો,
તોય પાછો ગગન ગાજી ઊઠે :
આપના આપના જીવન દેવાય, ને
આત્મ રેલાય નિજ દિવ્યતાથી :
સ્વ સર્વસ્વ આ જગતને આપનો,
રેલનો ત્યાગ પ્રભુની પ્રભાથી !

૩૬૩

સ્નેહની વાત આ માનવી સૌ કરે,
પણ નહીં સ્નેહ કો શુદ્ધ પ્રીછે;
સ્થૂળ પ્રેમે રહી જાતિ આકર્ષણે
સર્વ નિજ દેહની તૃપ્તિ ઇચ્છે;
ફૂલના રંગ કે ફૂલની ગંધમાં
સ્નેહ વસતો નથી ફૂલ કાજે;
પણ રહ્યું તત્ત્વ એ સર્વની પાર જે,
તેજ જગવાટિકાને નવાજે!

સ્નેહના સિંધુને કો કિનારો નથી,
એક અવિરત મભર રહે ગરજતો;
રહે મનન ભરતી એમાં ભરી ગાજતો,
અખુટ આનંદમોજ઼ન સરજતો;
જેમ આકાશ દેખાય વિસ્તૃત થતું,
તેમ ફેલાય એ સ્નેહસિંધુ,
સર્વ આ વિશ્વને વીંટી લે ઊર્મિમાં,
તોય એ જઈ શમે સ્નેહબિંદુ!

૩૬૪

સ્નેહ સૌંદર્ય છે સર્વને સ્પર્શતું,
 સ્નેહ આનંદ છે વિશ્વભરતો;
સ્નેહ સ્વાતંત્ર્ય છે સર્વ જીવનતણું,
 સ્નેહ સંવાદ છે ભેદ હરતો;
સ્નેહ છે સત્ય સંભાળતું સૃષ્ટિને,
 સ્નેહ છે આત્મની પરમ શક્તિ;
સ્નેહ છે સ્વામી આ સૃષ્ટિને ધારતો,
 સ્નેહમાં છે વસી સર્વ ભક્તિ!

સૂર્યને સ્નેહ ને સૂર્યકિરણો ગ્રહી
 દેહ ને રૂપમાં દીપ્તિ ધારે;
તેમ એ સ્નેહકિરણો ઉરે ધારતાં
 માનવી સ્નેહજ્યોતે જગારે;
સ્નેહ છે વિશ્વચૈતન્યની સાંકળી,
 પરમ બન્ધુત્વમાં સર્વ સાંધે,
સૃષ્ટિનો શ્વાસ એ, જીવન વિશ્રામ એ,
 મેકરો સ્વર્ગથી સ્નેહ વાધે!

૩૬૫

માનવીહૃદય સંસ્કારવા, ઉંચકવા,
સ્નેહની શક્તિ છે બહુ પ્રતાપી;
સ્નેહ આ જીવનના ભાર હલકા કરે,
સ્નેહ દે સતત શ્રમપીડ કાપી;
સ્નેહ પૂરે નવી જ્યોતિ જડ આંખમાં,
ને ભરે રંગ ઓજસ્ કપોલે:
રજનીમાંથી ઉગાડી ઉષા આશભર
સ્નેહ અણુઅણુ વિષે પ્રાણ ખોલે!

સ્નેહનો ભાવ પ્રત્યેક માનવઉરે
પળપળે ધબકતો રહે છુપાયો,
મૂર્ખમાં મૂર્ખ કે અધમમાં અધમ પણ
જાય સ્નેહે અજાણે તણાયો,
સકળ બ્રહ્માંડની અગમ્ય ગમનાગમનના
સ્નેહગુણ એજ સર્જન ગણે
શક્તિની વ્યર્થ આસક્તિમાં સૌ ધમે,
સ્નેહની શક્તિ છે વિશ્વ આખે!

૩૬૭

માનવીરૂપ હું જોઉં આ સર્વને
દૃષ્ટિ વિસ્તૃત થતી જાય મારી
સૃષ્ટિ સંકોચતી જાય મુજ દૃષ્ટિમાં,
લક્ષ્ય રૂપો બધાં હે ઉતારી!
જોઉં પડદા દિગંતે બધા સરી જતા,
દૃષ્ટિવિસ્તાર પળપળ વધે ત્યાં,
સ્નેહના કિરણ સૌ રૂપને ભેદતાં
માનવીરૂપ દેખું બધે ત્યાં!

સૂર્ય ને ચંદ્ર, તારા અને વાદળી,
સર્વને માનવીરૂપ દેખું,
ખડક, પર્વત વળી સિંધુ ને સરિત પણ
માનવીરૂપમાં મગ્ન દેખું,
પક્ષી, પ્રાણી અને વૃક્ષ, ઉદ્‌ભિદ્ બધાં,
રેતીકણ પણ સરે ભૂમિમાંનો—
માનવી સર્વ નિજરૂપ જોશે જગે
અંતરે સ્નેહ સ્થાપી મહાનો!

૩૬૪

સર્વ અસ્થાય ને સર્વ વહી જાય આ
વિશ્વના પાટ પરથી મહાનુ;
જીવન ઓ ઝમકી હોલાય ને દહોય ત્યાં
વિશ્વપાટે પડ્યુ ચિત્ર નાનુ;
એક આ સ્નેહ એ સર્વને ધારતો
ટેકવે જીવનકલહે નભાવી;
જગતમા સર્વ છાયા પડે ને ઉડે
અચળ એ સ્નેહજ્યોતિજ બનાવી!

એ અનંતત્વ, એ સત્ય, એ પ્રભુજ છે,
એજ તત્ત્વાગ્ર છે વિશ્વડેગે;
એજ છે અંત્ય આશા સકળ વિશ્વની,
વિશ્વઆગમનો દિવ્ય ડેગે!
એજ આકાશકેંદ્ર મહામૌન છે,
એ પરમ મોક્ષપદ માનવીનુ
આસ્નો, સ્નેહીઓ પરમ સ્નેહે ભર્યા!
જીવન જીવીએ સૌ સ્નેહભીનુ!

૩૭૦

વિશ્વનો ધર્મ તો હોય એકજ બધે,
 વિશ્વની એકતા સિદ્ધ કરવા,
કોઈ જૂદું નથી, કોઈ ઊંચું નથી,
 કોઈના પણ નથી આત્મ• વન્ધા,
વિશ્વના ધર્મનું ગાન સુણતાં પરમ
 સર્વ આત્મા બની એક ઝૂલે:
અનિલ નિજ ગાન ફૂંકી રહે ત્યાં બધાં
 ફરફરી વૃક્ષના પાન ઝૂલે!

વિશ્વનો ધર્મ આ એક છે સ્નેહનો,
 સ્વર્ગ કે નરકનો હોય કોઈ;
સ્નેહ છે શુદ્ધ દર્પણ બધા આત્મનું,
 જીવન શણગારવા ત્યાંજ જોઈ,
ધર્મના ઘાટ જૂદા જૂદા તે બને,
 ધર્મનો આત્મ છે સ્નેહ સાચો.
સ્નેહસ્નાનઅને હોય બંધન કશાં?
 જીવનમાં સ્નેહધર્મેજ રાચો!

૩૭૧

ભવ્ય ભાનુપ્રભા શો સભર ઉભરતો
સ્નેહસાગર સ્હો અહિંઆંહીં,
છોળ પર છોળ એની સર્વ ઉછળતી,
ઝનકમાં ઝરતી સર્વ સાહીં,
પગપગે ઊર્મિઓ ઊઠતી અનન્ત,
અનન્ત સર્વ પાછી સમાતી
હોય મોટે અગર હોય લહરી ઝીણી,
સર્વની સાધના ત્યાં સધાતી

સર્વ આ તેજગોળા નભે ઘૂમતા,
પૃથ્વી ને સર્વ ઉત્પત્તિ તેની,
માનવી, પ્રાણીઓ સર્વ, પ્રત્યેક છે
ઊર્મિ એ સ્નેહસાગર વિષેની!
આવજો, સર્વ એ સાગરે ઉછળિયે,
કંઈ પરસ્પર હૃદયછોળ છાંટી!
ઝૂલવું, તોય એ સાગરે ઉછળતા,
ગમી જવું, તોય એમાં ગુમાઈ!

૩૭૩

વિશ્વનો ધર્મ તે જીવનનો ધર્મ છે,
જીવનનો ધર્મ છે સર્વ માટે;
ભૂતમા, ભાવિમાં, વર્તમાને રહ્યું,
તે સકળ જોગવે એક પાટે;
એક આ સૂર્યથી જગત દેખે બધું,
શ્વાસ લે એક ફરતી હવાથી:
વિશ્વનો ધર્મ છે એક આ સ્નેહનો,
સ્નેહ વિણ જીવનસમૃદ્ધિ ક્યાંથી?

સ્નેહછાયા રહી સહજ સૌ પ્રાણીમાં,
તેજ એ પ્રાણીજીવન ટકાવે;
જીવનનો કલહ છે જીવનના સ્વાર્થનો,
જીવનસમતોલતા સ્નેહ લાવે,
દેશ ને કાળ ને જાતિથી અપરિમિત,
સ્નેહ સદ્ધર્મ છે વિશ્વકેરો,
સર્વવ્યાપી સનાતન રહે પ્રકૃતિ શો.
સ્નેહ છે અગમનો ગમ્ય હેરો!

૩૭૪

શુદ્ધ એ સ્નેહ સૌ હૃદયમાં ધારજો,
પ્રેમને સ્નેહ એ આત્મપ્રાણે;
સ્નેહનું તેજ જે પરમ આનંદ છે,
તે ભરી દો અખુટ શ્વાસશ્વાસે;
પરમ આનંદને તેજ વીંટાઈને
સૂર્યના હાસ્ય શું તેજ રેલે,
સ્નેહના કિરણ ચોપાસ રેલાવતા
વિશ્વઅંધારના ક્ષેત્ર ખેડો!

પ્રકૃતિની શક્તિ જો વેદના સર્જતી,
સ્નેહની શક્તિ આનંદ સર્જે,
જીવનપથે સદા સ્નેહને ધારતા
હૃદયને વેદનાદુખ વર્જે,
સર્વ આ ભિન્નતાની થશે એકતા,
કાપતા ભેદના નવ મરશે
દુઃસ્વપ્નો બધા વામતા, જગતમાં
સ્નેહનું સ્વર્ગ સાચું ઉતરશે!

૩૭૫

આવજો, સૂર્ય ને ચંદ્ર ને તારલા!
આવજો, સહુ મનુજજીવનજોડલા!
શક્તિઓ દીઠી અણદીઠી આકાશની!
ઓ મહાત્મા જીવનપથછોડયા!
પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ!
જલ ને વાયુના જંતુ સર્વે!
આવજો, માનવી બંધુઓ, બ્હેનીઓ!
આવજો, સર્વ આ સ્નેહપર્વે!

એક આશા અમર સર્વ અંતરતણી,
એક શ્રદ્ધા બધા જીવનપ્રેરી;
એક જ્યોતિ અચળ સકળ આત્માતણી,
ભાવના એક મનની અનેરી
જીવવુ એટલે જળવુ ને ઝબુકવુ
તો સદા હૃદયમા સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહજયકાર કરતા અટલ
સ્નેહનુ વિશ્વસામ્રાજ્ય વ્યાપો!

  

# સૂચી

## (પહેલી લીટીઓની)

મુક્તક

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૬ | પ્રશ્નાર્થ ચિહ્ન લીટીને છેડે જોઇએ. | |
| ૨૧ | ૧૦ | લીટીને છેડે અર્ધવિરામ છે તે નહીં જોઇએ- | |
| ૩૧ | ૯ | સ્વમ | સ્વમ |
| ૩૮ | ૧૬ | માથે | સાટે |
| ૬૬ | ૨૫ | વર્ત્તુલે | વર્તુલે |
| ૭૫ | ૯ | નત્વમાં | મત્ત્વમાં |
| ૭૯ | ૧૧ | બધા | બધા |
| ૯૫ | ૮ | , | . |
| ૧૮૨ | ૮ | શાંત | શાંતિ |
| ૧૮૮ | ૯ | સ્થુળની | સ્થૂળનાં |
| ૨૧૭ | ૧૫ | . | , |
| ૨૫૧ | ૬ | દવ્ય | દિવ્ય |
| ૨૬૩ | ૧૬ | ! | |

**નોંધ:**—ઉતરતુ છાપતાં કેટલાક શબ્દો પરનાં અનુસ્વારો કેટલાક ફરમામા પડી ગયાં હોઈ છપાયાં નથી, ત્યાં ત્યાં ગુજ્ઞ વાચક તે સુધારી લેવાની કૃપા કરશે.